मार्कण्डेयः—गुरुदत्तमहामृत्युञ्जयमन्त्रप्रभावतः ॥
महामृत्युभयान्मुक्तो मार्कण्डेयो नमामि वाम् ॥ ९५ ॥

मातापितरौ-वत्स ! श्रीमन्महामृत्युञ्जयदेवप्रसादतः ॥
यमेन सह ते भूयादजर्यमजरामरम् ॥ ९६ ॥

यमः—पितरौ ! परमं मित्रं तनयो वां नयोदधिः ॥
परमेशकृपापात्रं प्रीतिपात्रं न कस्य सः ? ॥ ९७ ॥

मृकण्डः—महानयमनुग्रहः ।

श्रीमृत्युञ्जयः-स्वल्पायुरपि कल्पायुस्तनयो युवयोरयम् ॥
कृतो मया दयादृष्ट्या तच्चिन्तां त्यजतं ततः ॥ ९८ ॥
नैतावदेव, तं भक्त्या पूजयिष्यन्ति ये नराः ॥
स्वजन्मदिवसे तेऽपि भविष्यन्ति चिरायुषः ॥ ९९ ॥
साधयो व्याधयः सर्वे प्रणश्यन्ति क्षणार्द्धतः ॥
एतत्पवित्रतात्चित्रचरित्रश्रवणादपि ॥ १०० ॥
वदतं, किमतः परं वां प्रियं करवाणि ?

मृकण्डः—इतोऽपि किमन्यत् प्रियं मे ?
स्वल्पायुस्तनयस्त्वया करुणया कल्पायुरेषः कृतः
स्वास्थ्यं प्राप यमोऽप्ययं भगवता दत्ताधिकारः पुनः ॥
एते चापि पुरन्दरप्रभृतयो देवाः कृतार्थाः कृताः
श्रुत्वा त्वच्चरितामृतानि जनता गन्ता चिरञ्जीविताम् ॥१०१॥
तथापीदमस्तु भरतवाक्यम् ।
वर्षन्तु प्रतिवत्सरं जलधराः सञ्जीवनं जीवनम्
गोविप्राः सुखिनो भवन्तु जयिनो भूयासुरुर्वीश्वराः ॥
नानानन्दसुधाब्धिमग्नमनसः सर्वाः प्रजा सर्वदा
श्रीमृत्युञ्जयदेवदेवकरुणालोकेन लोकेषु ते ॥ १०२ ॥

श्रीमृत्युञ्जयः-तथास्तु [ इत्युक्ते निपतति जवनिका ] इति पञ्चमोऽङ्कः ॥

इति श्रीमत्सद्गुरुकेदारशास्त्रिकृपावल्लरीपल्लवायमानं महामहोपाध्याय-
महाकविशङ्करलाल-रचित-ममरमार्कण्डेयं नाम नाटकं.

# समाप्तम्.

# શ્રી અમરમાર્કંડેય નાટક.

## પહેલો અંક

### પ્રવેશ પહેલો

સ્થળ રંગભૂમિ.

(વસંતતિલકા)

પીયૂષપૂર્ણ કલશદ્વય ધારિ હસ્તે  શીર્ષે કલાધરકલા ધરતા હમેશ ॥
પાદાશ્રિતોની કરજો અપમૃત્યુટાળી  રક્ષા દયામૃતમયાશય એ મહેશ ॥૧॥

(સ્રગ્ધરા)

કલ્યાણપ્રાપ્તિ માટે દુરિતફળમહાદુઃખ મુક્તિ થવાને
ઇચ્છું દિવ્યા હિમાદ્રિપ્રભવ[1] નવમહાઓષધિ સેવવાને ॥
નિત્યે સંસારરૂપી પરમગહન આ રોગ જેનાથી નાસે
જે છે નામે અપર્ણા[2], પણ બહુ ફલ દે છે જનોને હુલાસે ॥૨॥

[નાંદીપાઠ થઇ રહ્યા પછી સૂત્રધાર પ્રવેશ કરે છે.]

---

૧ હિમાલયથી ઉત્પન્ન થએલી–આ વિશેષણ ઓષધિ તથા પાર્વતી બન્નેનુ બોધક છે.

૨ અપર્ણા એ પાર્વતીનું નામ છે અને ઓષધિ પક્ષમાં પાન વગરની હોવા છતાં બહુ ફળ દેનારી છે એ આશ્ચર્ય જનક અર્થ શ્લેષ ગમ્ય છે.

સૂત્રધારઃ-અતિ વિસ્તાર બંધ કરો. આજ શ્રીમહાશિવરાત્રી મહોત્સવ હોવાથી શ્રીરાજ રાજેશ્વરમંદિરમાં એકત્ર મળેલા પરમશિવભકતોને સકલ વિદ્વન્મંડલીના ચક્રવર્ત્તિતુલ્ય શ્રીકેશવશાસ્ત્રિ સદ્‌ગુરૂની કૃપારૂપી સુધાનાં પાત્રભૂત, મહામાહેશ્વર ભટ્ટ માહેશ્વરના આત્મજ, મહાકવિ શંકરલાલે રચેલા અમરમાર્કંડેય નામના નાટકનો અભિનય કરી સર્વેને વિનોદ આપવા ઈચ્છું છું. તો ઘરે જઇ ગૃહિણીને બોલાવી લાવું, [ જરા આગળ વધીને ] પ્રિયે ! જરા આમ તો આવો. [ નટી પ્રવેશ કરે છે. ]

નટીઃ-પ્રાણનાથ ! આ રહી, શી આજ્ઞા છે ?

સૂત્રઃ—પ્રિયે ! જો— ( હરિણી સાખી )

માસોત્તમ આ માઘ માસ છે, કૃષ્ણપક્ષ શુભરાત્રિ !
તિથિ ચતુર્દશી આજે વર્ત્તે, શિવને વ્હાલી રાત્રી-હર હર સાંબ વિભો !
અનેક શિવભક્તો આજે તો, ઉપચારો ધરવાને
પૂજાપા લઇ આવે પ્રેમથી, શિવપૂજન કરવાને-હર હર સાંબ વિભો !
પરમ શિવારાધનનો મહિમા, આજે અધિક મનાય
માટે તું પણ એ ઉદ્દેશી, પરમ પ્રેમથી ગાય-હર હર સાંબ વિભો !

નટીઃ-બહુ સારૂં [ કહીને ગાય છે ]

( માલિની )

દુરિતતતિ હરે છે ચિત્તશુદ્ધિ કરે છે
દઇ બહુ સુખશાંતિ પુત્ર દીર્ઘાયુ દે છે
શિવપદયુગસેવા કલ્પવલ્લી વરિષ્ઠ
પ્રણત નિજ જનોને શું ન આપે અભીષ્ટ ? ॥ ૩ ॥

[ નેપથ્યમાં ]

'બહુ સારૂં સૂત્રધાર ગૃહિણિ! બહુ ઠીક કહ્યું;
'શિવપદયુગસેવા કલ્પવલ્લી વરિષ્ઠ'
'પ્રણતનિજજનોને શું ન આપે અભીષ્ટ?॥' સર્વ અભીષ્ટ આપે.

સૂત્રઃ-પ્રિયે! અનપત્યતા દુઃખથી દીન, સતી વિશાલાક્ષીનો સ્વર જણાય છે માટે ચાલો આપણે હવે પછી કરવાના કાર્યને માટે સજ્જ થઈએ.

[ આમ કહીને બન્ને નીકળી જાય છે. ]



## પ્રવેશ બીજો.

સ્થળ તપોવન.

[ સતી વિશાલાક્ષી યુક્ત મૃકંડમુનિ પ્રવેશ કરે છે. ]

વિશાલાક્ષીઃ-પ્રાણનાથ! સૂત્રધાર ગૃહિણીની પરમશિવસેવાનો મહિમા દર્શાવતી 'વાણી' સાંભળી?

મૃકંડ-પ્રિયે! બરાબર સાંભળી.

( માલિની )

પરશિવપદસેવા કામધેનુજ ચિંતા—
મણિસમ અથવા તો કલ્પવલ્લી સમાન ॥
જગતમહિં જનોને વાંછિતાર્થપ્રદા છે
સમજી ન શકું તેમાં શું તને ચિત્ર ભાસે? ॥ ૪ ॥

વિશાલાક્ષીઃ-પરશિવપદસેવા લોકમાં કલ્પવલ્લી—
સમ સહુજન જાણે તે ન માનું વિચિત્ર ॥

પણ પરશિવસેવાનાં ફળો જાણનારા
શિવપદ નવ પૂજે એજ ભાસે વિચિત્ર ॥ ૫ ॥

મૃકંડ:-એવો તે કોણ પોતાનું કલ્યાણ ચાહનારો કલ્યાણપરંપરા અર્પનારી શંભુપદસેવા ન આચરે ?

વિશાલાક્ષી:-અહીં ઉભેલા આપ પોતેંજ ક્યાં શિવસેવા કરો છો ? શું એ થોડું વિસ્મય સ્થાન છે ?

મૃકંડ:-અરે પ્રિયા પ્રિયા ! શું તું આ બોલે છે ?

( ગીતિ )

જલ પણ નહીં લેતો હું, શંકર પૂજ્યા વિના કદાપિ સતિ! ॥
જાણે છે સઘળું તું, તદપિ વદે આમ કેમ પરૂષ અતિ ? ॥ ૬ ॥

વિશાલાક્ષી:-એતો લોકદ્રષ્ટિથી તથા તમારી પોતાની માન્યતા પ્રમાણે શિવપૂજન કરતા હશો, પણ મારી દ્રષ્ટિથી તો નથી કરતા તેમ હું માનું છું.

મૃકંડ:—તારી દ્રષ્ટિથી શિવપૂજા નથી કરતો કેમ ?

( અનુષ્ટુપ્ )

વિશાલાક્ષી:- જો તમે શિવપાદાબ્જ, સેવતા હો નિરંતર
તો મને કેમ દેખાય, નહિં તેનું કશું ફળ ॥ ૭ ॥

( દક્ષિણી દિંડી )

મૃકંડ:—

વિશ્વ ભાસે શિવરૂપ મને જેથી
હૃદય રહે છે આનંદપૂર્ણ તેથી
તત્ત્વબોધથી થયું છે ચિત્ત શાંત
આથી અધિકતર દિયે શું ઉમાકાંત ॥ ૮ ॥

વિશાલાક્ષીઃ-આપે જે ફળ માન્યું તે તો માત્ર તમારા મનમાં સમજવાનુંજ છે, એ ફળ કંઇ બીજો કોઇ જાણી શકે?

મુકુંદ:—ત્યારે તું પરમશિવ સેવાનું કેવું ફળ ઉત્તમ માને છે તે કંઇ કહીશ?

વિશાલાક્ષીઃ—સાંભળો નાથ! (વસંત તિલકા.)

સત્પુણ્યનું ફળ મનાય મનુષ્યજન્મ
તેનું વળી ફળ ગણાય ગૃહસ્થધર્મ ॥
ગાર્હસ્થ્યનું પણ ગણું ફળ પુત્રરત્ન
પ્રાપ્ત્યર્થ જેની જનજાત કરે પ્રયત્ન ॥ ૯ ॥

( દક્ષિણી સાખી )

આપ પરેશ્વર પૂજનતત્પર રહો નિરંતર માત્ર
તદપિ પુત્ર મુખ દર્શન સુખની બનું નહિ હું પાત્ર-હર હર સાંબ વિભો.
કહો પરેશ્વર પૂજન ત્યારે સફળ કેમ કહેવાય
મારે મનતો એવું પૂજન કર્યું નવ કર્યું થાય-હર હર સાંબ વિભો.
આમ મને ભાસે છે તેથી આપ કરો છો તેવું
આરાધન શિવ કેરૂં માનું કર્યું નવ કર્યા જેવું-હર હર સાંબ વિભો.
પરમ શિવે આપેલા સુતનું મુખ દર્શન નહિં પામું
ત્યાં સૂધી શિવપૂજન કેરી કેમ સફળતા માનું-હર હર સાંબ વિભો.

( ગીતિ )

મુકુંદ:—આ તો તેં ફળ લૌકિક ધાર્યું ભામિનિ! મહેશ સેવાનું! ।
હું તો નિત્ય અલૌકિક, ફળ પામુ છુ, મુખે ન કહેવાનું ॥ ૧૦ ॥

વિશાલાક્ષીઃ— ( લાવણીની ચાલ )

નાથ ! ભલે સુખ લિયો અલૌકિક તમને જે લાગે ઉત્તમ
પણ સુખ મારા મનને ભાસે તે તો સુત મુખનું દર્શન
હૃદયતાપ મારો જેનાથી દૂર થશે તે મારે મન
સુખની સીમા નિશ્ચિત જાણું પુત્રરત્નમુખનું દર્શન
ઈષ્ટ દેવ પરમેશ્વરની જે આપ કરો છો નિત્યે સેવ
પુત્રરત્ન વિણ કેમ કહું હું ફળિત થઈ તે હે પતિદેવ ! ॥

[ આમ બોલતાં બોલતાં નેત્રમાંથી આંસુ સારે છે ]

મૃકંડઃ—[મનમાં] આનું અનપત્યતા પ્રયુક્ત દુઃખ તો અતિશય ટોચે પહોંચ્યુ [ પ્રકટ રીતે ] દેવિ ! અદ્યાપિ આપણને પ્રાપ્ત નહિં થએલું, પુત્ર મુખદર્શનનું સુખજ આપણની તેવા સુખની અપાત્રતા દાખવે છે, તથાપિ તારો આગ્રહજ છે તો–ભક્તજનને વાંછિત દેવામાં કલ્પવૃક્ષતુલ્ય મનવાળા મહેશ્વર દેવ તારી કામના પૂર્ણ કરશે–એમ ધારી હું પુત્રપ્રાપ્તિને માટે તપવડે શ્રીપરમેશ્વરને પ્રસન્ન કરવા જાઉં છું.

વિશાલાક્ષીઃ—નાથ ! હું સાથેજ આવીશ.

મૃકંડઃ—પ્રિયે ! સાથે આવવાનો આગ્રહ બંધ રાખો. અહીંજ રહીને આરાધન કરીશ તો પણ શ્રીપરમેશ્વર તારા પર પ્રસન્ન થશેજ.

( આર્યા )

ક્યાં નિર્જન વનરાજી, સિંહવ્યાઘ્રાદિ હિંસભય યુક્ત ।
તડકા ટાઢ વગેરે મેઘાદિક દુઃખ સંયુક્ત ॥ ૧૧ ॥

( ઉપગીતિ )

ક્યાં આ તારી કોમળ અંગલતા દુઃખ સ્હેવાને
માટે અહિંજ રહીને ભજ શિવ, હઠ માત્ર રહેવાદે ॥ ૧૨ ॥

( વૈતાળીય )

વિશાલાક્ષીઃ ભગવન્! તમ સાથ હોઉં જો
વન મારે મન મ્હેલ તુલ્ય તો ॥
યદિ આપ વિના ઘરે રહું
ઘર સૂનું વન માનું નાથ હું. ॥ ૧૩ ॥

મુકુંદ:—જો એમજ તારો નિશ્ચય હોય તો

( ત્રિભુવન દોહો )

વસ્ત્ર વલ્કલ ધરોને રૂડી રીતે
ભસ્મ ધારણ કરોને વળી પ્રીતે ॥
કરો અંગમાં રૂદ્રાક્ષ અલંકાર
દીઓ વિપ્રને સર્વસ્વ ઘરબાર ॥ ૧૪ ॥

વિશાલાક્ષીઃ-પ્રાણનાથ! આપે પરમ અનુગ્રહ કર્યો. [ આટલું બોલી આશ્રમમાં જઈ વલ્કલ પહેરી ભસ્મ રૂદ્રાક્ષ ધારી બહાર આવીને]

( શાર્દુલવિક્રીડિત )

સર્વે આશ્રમવાસિ વિપ્રવનિતા! વિપ્રો! તથા બાલકો
આવો શીઘ્ર દયા કરી અમતણું સર્વસ્વ લેવા અહીં ॥

આ તો છે પરમોપકાર કરવાનું કૃત્ય મારે મને
મારે જાવું મહેશને તપ વડે આરાધવાને વને ॥ ૧૫ ॥

[ તપોવનનાં સ્ત્રી પુરુષ બાળક સર્વ ભેળાં થઇ આશ્ચર્ય પૂર્વક ]

સર્વે— સોરઠો

મૃકંડ મુનિવર ! આજ આમ કેમ સઘળું તજો
ઘર બેઠાં મહારાજ ! કાં પરમેશ્વર ના ભજો ? ॥ ૧૬ ॥

મૃકંડ–[ હાથ જોડીને ]— (હરિગીત)

શ્રીશિવાર્પણબુદ્ધિથી મેં મારૂં સઘળું આપીયું
મમ પત્નીએ પણ એજ સંકલ્પેથી તમને આપીયું
માટે તમે સહુ હર્ષ પામી લઇ તમારા આશ્રમેં
જાઓ સુખે, થાઓ પ્રસન્ન મહેશ શંભુ આ શ્રમેં ॥ ૧૭ ॥

(દક્ષિણી સાખી)

મુનિઓ:-ધન્ય ધન્ય છે આત તમારી ધન્ય તમારા તાત
જે સર્વસ્વ શિવાર્પણભાવે આપો છો દ્વિજહાથ–હરહર સાંબ વિભો.

[ આમ બોલતા સર્વે જેના હાથમાં આવે છે તે લઇ ચાલતા થાય છે ]

( વસંતતિલકા )

મૃકંડ:-આબાલવૃદ્ધ મુનિઓ સઘળા મળીને,
સર્વસ્વ આપણું બધું સહસા હરીને
મૂકી ઘરે, વળી બધા મળી આંહિ આવે
જાણે કંઇ વચન ઉચ્ચરવા ફરીને ॥ ૧૮ ॥

(વસંતતિલકા)

મુનિઓઃ-ઔદાર્યસાગર! મૃકંડ! તમારૂં આજે
સર્વસ્વ સર્વમુનિઓ હરિ લૈ ગયા જે ॥
તેથી સ્વભક્તજન વત્સલ આશુતોષ
બન્ને તમો પર પ્રસન્ન થજો મહેશ ॥ ૧૯ ॥

(વસંતતિલકા)

મૃકંડઃ—આજે મને બહુ કર્યો કૃતકૃત્ય આપે
કીધો બહુજ ઉપકાર વળી અમાપે ॥
હું આપ સર્વજન કેરી દયાથી માત્ર
માનું થયો શિવતણી કરૂણાનું પાત્ર ॥ ૨૦ ॥
સર્વસ્વ વસ્તુ પરમેશ્વરભાવપૂર્વ
પાત્રે સમર્પી સુખજે હૃદયે અપૂર્વ ॥
મૃત્પાત્ર માત્રવિભવે અમને જણાય
શું સાર્વભૌમમનમાં પણ તેવું થાય? ॥ ૨૧ ॥

મુનિઓઃ-આ સર્વસ્વદાનના પ્રભાવથી તું સાર્વભૌમશિરોમણિ થા-એવી અમારી આશીષ છે.

મૃકંડઃ-મને સાર્વભૌમ પદની જરા પણ સ્પૃહા નથી, મારે મનતો શ્રીપરમેશ્વરપાદપૂજા એજ સાર્વભૌમપદપ્રાપ્તિ છે.

મુનિઓઃ-તમે બન્ને દંપતી પરમેશ્વરપરાયણ અંતઃકરણવાળાં હોવાથી ધન્ય છો.

( શાર્દૂલવિક્રીડિત )

મૃકંડઃ—સર્વે આશ્રમવાસિ હે મુનિજનો! આ અંજલિ આપને
આજ્ઞા આપ દિઓ મળી વન જવા પ્રસ્થાન માટે મને ॥

આરાધી શિવપાદ વાંછિતફળપ્રાપ્તિ થશે જે સમે
પાછા આશિષથી તમારી સહુની સાથે વસીશું અમે ॥ ૨૨ ॥

[ આમ બોલતા સર્વને પ્રણામ કરી પત્ની સહિત નીકળી જાય છે. ]

મુનિઓ:— (લાવણીની ચાલ)

શિવપ્રસાદથી જતાં તમોને માર્ગ થજો મંગલકારી
વાયુ વ્હાજો અનુકૂળને દિશા થજો સહુ સુખકારી ।
સરિતાઓને તળાવનાં જળ તમને સુખદાયક થાઓ
તપોવનતણા સર્વ પ્રદેશો સુખદ થજો જ્યાં જ્યાં જાઓ ॥૨૩॥

(આમ આશિષો દેતા દેતા સર્વમુનિઓ નીકળી જાય છે.)

(પરદો પડે છે.)



(પ્રવેશ ત્રીજો, સ્થલ કૈલાસશિખર ઉપરનો રત્નમંડપ)

(બુદ્ધિબળ-સેતરંજ-ખેલતાં શંકર તથા પાર્વતી પ્રવેશ કરે છે)

શંકર—દેવિ! (ઉપગીતિ)

જો આ મારો પ્યાદો, આનાથી મંત્રીને હરાવીશ,
તારા રાજાને પણ મૃત્યુંજય[1] કલ્પનાથી જીતીશ ॥

૧ 'હુચમલ્લી' નામથી પ્રસિદ્ધ મહાત કરવાનો એક પ્રકાર છે જેને સંસ્કૃતમાં મૃત્યુંજયવિજય કહે છે; એમાં રાજા તથા જુદા જુદા ઘરો એક એક ઊંટ બેય બાજુમાં સમાન બકાત રહે છે, માત્ર જીતનાર પક્ષમાં એક પ્યાદો અધિક હોય છે તેનાવતી સામા પક્ષના રાજાને શહ આપી મહાત કરવામાં આવે છે.

પાર્વતી—દેવ! આપ પોતે મૃત્યુંજય છો એટલે બીજાને મૃત્યુંજય કરવાને સમર્થ થાઓ, એમાં શું આશ્ચર્ય? પણ મારો રાજા આપના એ પરમાણુતુલ્ય પ્યાદાથી જીતવો શકય નથી એમ ખચીત માનજો.

શંકર—મધુર દેવીનું ક્રીડાકૌશલ તેમજ મારી પણ ચાલ કરવાની ચતુરાઈ પરીણામે સ્પષ્ટ જણાઇ રહેશે, હમણાં તો હાથી ઘોડા ઊંટ તથા પ્યાદા જેમ ઠીક ભાસે તેમ ચલાવે રાખો.

પાર્વતી—એમજ થાય છે (આમ બોલી ચાલ કરે છે)

(હરિગીત)

શંકર—હે હિમાલયનંદિનિ! બલરક્ષણાર્થ ભલે તમેં
પ્યાદા અને ગજ અશ્વ આદિક ગોઠવ્યા તે તો ગમે ॥
તમ પક્ષમાં સઘળે જણાય મને સબળ સૈનિક સહુ
તે જોઇ મનમાં ભદ્રભામિનિ! હું પ્રસન્ન થયો બહુ ॥

પાર્વતી— (સ્રગ્ધરા)

હાથીને મારશે આ મમ ગજ હમણાં ધ્યાન રાખો હમેશ
છો જો કે 'સર્વરક્ષાકર' નિજ ગજને તો બચાવો મહેશ ॥

શંકર—[મંત્રીને હાથી સામા ઘરમાં મૂકીને]

રાજાના મંત્રીજોરેં ગજ સબળ થયો છે હવે તે તમારા
હાથીથી સર્વથાયે અરિ નથી શકતો; જોઇ લ્યો દાવ મારા ॥

પાર્વતી—બહુ સારૂં કર્યું નાથ!

( ઉપગીતિ )

આ નબળા ઘોડાને મારા બળવાન ઘોડાથી ॥
તેમ વળી પ્યાદાથી નબળા, મારીશ ઊંટને આથી ॥

શંકર— ( દોહો )

નબળાને મારે સબળ એમાં શું આશ્ચર્ય ?
તમ ત્રુઠે નબળો હણે સબળાને, ગણું વર્ય ॥

પાર્વતી—એ બધો આપની કૃપાદૃષ્ટિનો મહિમા જગત્પ્રસિદ્ધ છે.

શંકર— (વસંતતિલકા)

મંત્રીબળે સબળ એક પદાતિ માનો
આ અશ્વને હણી પછી નૃપ જીતવાનો ॥
મારે કરો તરત નિર્બળ અશ્વરત્ન—
રક્ષા થવા પ્રબળ યુક્તિ વડે પ્રયત્ન ॥

સતિ ! વસ્તુ વિચાર કરતાં તો—

( મંદાક્રાંતા )

જેમાં જેમાં હિમગિરિસુતે ! છે તમારૂં મમત્વ
તેમાં તેમાં અતિશય રહેછેજ મારૂં મમત્વ ॥
ક્રીડામાંયે મમ મન સદા ' આ તમારૂં ' અને ' આ—
મારૂં " એવાં વચન સુણતાં ભિન્નતાથી દુવાય ॥

પાર્વતી—[મનમાં આનંદ પામતાં] અહો!! ભગવાનનો મારા વિષયે કેવો અવર્ણનીય પ્રેમબંધ છે. [પ્રકટ રીતે] પ્રાણનાથ! એ તો પ્રેમતત્ત્વ જાણનારના શિરોમણીસ્વરૂપ આપના અનહદ પ્રેમનોજ મહિમા છે. તેના પ્રેમથીજ હું તો કૃતાર્થ થઈ છું. મારી મતિ પણ આપની મતિનેજ અનુસરે છે તથાપિ આ આદરેલી રમત તો પૂરી કરવીજ.

શંકર—એમજ. હું મારા આશ્રિતને મૃત્યુંજય કરવા સાવધાન જ છું.

પાર્વતી—[ નીહાળી જોઇને મનમાં ]

( શિખરિણી )

મરે છે આ ઉષ્ટ્ર પ્રબળતમ પાળાથી ધસતો
પદાતિવ્યૂહેથી પણ નથી ચમત્કાર દીસતો ॥
નજીરો એ હાથી સચિવ પણ દૂરે પડી ગયો
ન પાસે કો રક્ષા નૃપની કરવાને પણ રહ્યો ॥

આમ કેમ ભગવાન્ આજે રમે છે!!! મને લાગે છે કોક મ્હોટો મનોવિક્ષેપ આ ઠાણે આ રમતમાં ધ્યાન ન રહેવાનું કારણ બન્યો છે, જેને લીધે રમવું બધું નીરસ જેવું ભાસે છે. ઠીક છે, હમણાં પ્રશ્ન પૂછીને સઘળું કારણ જાણીશ [ પ્રકટરીતે ] .

( હરિગીત )

મન આપનું ક્યાં છે? અહો પ્રભુ! આમ મનવિણ ખેલશો
ત્રણ ચાર ચાલ મહીંજ થાશો મ્હાત, સત્વર બોલશો?
માટે રમત આ આટલેથી બંધ કરીને જાણવા
ઇચ્છું છું આપ તણું અત્યારે ક્યાં ગયું મન માણવા ॥

શંકર—દેવિ! માણવા તો ક્યાંય નથી ગયું. તમે જાણો છો? મારો એક અનન્ય ભક્ત મૃકંડ નામનો મુનિવર્ય છે.

પાર્વતી—જાણું છું નાથ! આપના તે પરમ ભક્તને, બરાબર જાણું છું. પણ તેનું શું?

શંકર—પોતે તો સાંસારિક સુખથી નિઃસ્પૃહ છે તથાપિ પરમ પતિવ્રતા પોતાની ધર્મપત્નીના આગ્રહથી સત્પુત્રપ્રાપ્તિને માટે

સર્વસ્વ બ્રાહ્મણોને આપી દઇને કાવેરીતીર ઉપર તપ આદરી બેઠો છે.

પાર્વતી—ઠીક કર્યું; તપ એજ ખરેખર અલભ્યતમ વસ્તુ આપવાને સમર્થ છે, અન્ય કશું તપ જેવું બીજું સાધન નથી. પછી તેનું શું થયું ?

શંકર—દુષ્કર તપ આચરતાં એ બન્ને દંપતીને વર્ષ ત્રણ વીત્યાં; હવે તો તેઓ ફળાહાર પણ છોડી દઇને વાયુભક્ષણ માત્રનેજ પોષણસાધન રાખી રાત્રદિવસ મારૂં ભજન કરે છે, એ બન્નેનું શું કરવું ? એ સ્મરણ થતાં મારૂં મન એ ચિન્તામાં નિમગ્ન થઈ ગયું.

પાર્વતી—પ્રણતજનના પારિજાતસમાન આપ દેવના દેવને આવડો મ્હોટો વિચાર શો ? તેઓને સત્પુત્રરત્ન આપવું. શું આપ સદાશિવના પદારવિંદની ભક્તિકલ્પલતા કોઇ પણ કાળે નિષ્ફળ હોય ?

શંકર—દેવિ ! તમે કહ્યું તો બરાબર પણ તેઓના ભાગ્યમાં પુત્રમુખના દર્શનનું સુખ છેજ નહિ. એટલે હવે શું કરવું ? એ ચિન્તા થાય છે, કારણ કે દૈવના નિયમનું ઉલ્લંઘન કરવા કોઈ શકિતમાન્ નથી એ તો તમે પણ જાણતાંજ હશો.

પાર્વતી—નાથ ! (દોહા)

નિયતિના નિયમો બધા ત્યાં લગી સબળ મનાય<br>
આપ કૃપાસાગર તણી કરૂણાદષ્ટિ ન થાય ॥<br>
કેટ કેટલા નથી કર્યા સુતસુખ બ્હોણા દેવ !<br>
આપી પુત્રસુખાબ્ધિમાં નિમગ્ન નર તતખેવ ॥

માટે આ મુનિવર્યને, આપી પુત્ર સમર્થ
કરૂં પ્રાર્થના આપની, કરશો શીઘ્ર કૃતાર્થ ॥

શંકર— (વસંતતિલકા)

કાંતે! મૃકંડ મુનિને વર આપવાને
એ દંપતી તણું મહા દુખ કાપવાને
જાવુંજ એમ તમને મનમાં જણાય
તો વાયુવેગિવૃષથી હમણાં જવાય ॥

(હરિગીત)

જો દેવિ! તમને એમ ભાસે જે મૃકંડ મુનિ તણો
સંકલ્પ કરવો સિદ્ધ આપીને સુપુત્ર ગુણી ઘણો
તો શીઘ્ર ચાલો સજ્જ થઇને, વાયુ સમગતિ ધારતો
તૈયાર છે વૃષરાજ આ મદથી બરાડા મારતો ॥

(પુષ્પિતાગ્રા)

પાર્વતી—તુરત સમજજો હું આવી પ્રીતે, ક્ષણ પણ વર્ષસમાન તેની વીતે॥

[ એટલી વારમાં નારદમુનિ આકાશમાર્ગે ઉતરીને ]

નારદ—તુરતજ અહિં આવિયો હું પ્રીતે, ક્ષણ પણ વર્ષસમાન તેની વીતે॥

[આમ બોલતા બોલતા શિવને તથા પાર્વતીને સાષ્ટાંગપાત
પ્રણામ કરી હાથ જોડી ઉભા રહે છે]

શંકર—[ આશ્ચર્ય તથા હર્ષથી ]

મુજ વિણ ક્ષણ વર્ષ તુલ્ય કોની? મુનિવર ક્યાંથી અવાય છે કહોની?
નારદ—અવિદિત નથી આપથી કદાપિ, કહું શિવ આપ નિદેશથી તથાપિ॥

( રોળા )

રસિકમુકુટમણિતુલ્ય   નંદનંદનયુત   રાધા
રાસ રચે વ્રજમાંહિ આપ વિઘ્ન ન ટળે બાધા ॥
રાસ નિરખવા શીઘ્ર પાર્વતી સહિત ન આવો
ક્ષણ પણ વર્ષસમાન થઇ પડી માને માવો ॥

શ્રીશંકર–[ કંઇ સ્મરણ કરીને ] (વસંતતિલકા)

આજેંજ છે દિવસ શારદપૂર્ણિમાનો
રાસાવલોકન મહાસુખ પામવાનો
શ્રીશૈલરાજતનયે ! નિયમે હમેશ
શ્રીરાધિકા સહિત રાસ રચે વ્રજેશ ॥

પણ આજે તો મૃકંડમુનિની ચિન્તામાં હું ભૂલી ગયો તેથી શ્રીકૃષ્ણચંદ્રે તેમજ શ્રીરાધિકાએ આપણ બન્નેને બોલાવવા પોતાના મનોમૂર્ત્તિ આ નારદ મુનિને મોકલ્યા તો હવે આપણે શ્રીરાધા માધવના દર્શનાનંદને અનુભવવા જવુંજ જોઇએ.

(હરિગીત)

પાર્વતી—શ્રીરાધિકાયુત મદનમોહન ગોપગોપી સાથ લઇ
દર પૂર્ણિમાયે મધુવને શુભ રચે રાસ પ્રસન્ન થઇ ॥
બહુ વાર વાર વિલોકિ લીલા એ મનોહર યુગ તણી
મન તૃપ્ત આપણનાં નથી થાતાં કહું શું કથા ઘણી ॥

તથાપિ આજે તો મૃકંડમુનિનો અનુગ્રહ કરવોજ, રાસલીલાવલોકનનો સુખાનુભવ તો વળી આવતી પૂર્ણિમાએ કરાશે; આવી મારી પ્રાર્થના છે.

શ્રીશંકર-દેવિ! તમે યોગ્યજ કહ્યું, શરણાગત જનનો મનોરથ પૂર્ણ કરવો એ આપણું પ્રથમ કર્તવ્ય છે; તે તેમજ કરીશું.

નારદ—આ શ્રીકૃષ્ણચંદ્રે પોતે લખેલી પત્રિકા આપ વાંચો.

[ આમ કહીને પત્રિકા આપે છે. ]

શંકર—[ પત્રિકા ઉઘાડીને ] દેવિ ! શ્રીકૃષ્ણચંદ્રના સ્વહસ્તલેખનું લાલિત્ય સાંભળવા યોગ્ય છે. [ આમ બોલી પોતે પ્રેમથી પત્રિકા વાંચી સંભળાવે છે ]

( રથોદ્ધતા )

પૂર્ણિમા પણ ન પૂર્ણિમા મને, આ શરદ્ પણ શરદ્ ન છે મને ॥
ચંદ્રિકા પણ ન ચંદ્રિકા ગણું, રાધિકા પણ ન રાધિકા ભણું ॥
પાર્વતી સહિત આપ આવશો, રત્નપીઠ વિનિવિષ્ટ ના થશો ॥
ત્યાં લગી પરમ હર્ષથી અહીં, રાસ આદર શિરૂ થશે નહિં ॥

[ નેત્રમાં હર્ષાશ્રુ આવતાં ] દેવિ! શ્રીકૃષ્ણચંદ્રે મોકલેલી આ પત્રિકા મને મધુવન જવાને જેમ આકર્ષે છે તેમ મૃકંડ મુનિની ચિન્તા મને તપોવન જવાને ખેંચી રહી છે; તેથી ' શું કરવું !' એ બાબત મારા મનને સૂજ પડતી નથી. કારણ કે—

( લાવણીની ચાલ )

મને જેમ તાંડવ કરવાને કૃષ્ણ વિના નહિ આવે હર્ષ—
તેમજ મારા વિણ રચવાને રાસ કૃષ્ણને નહિં પ્રહર્ષ ॥
આ સઘળું હું જાણું તેથી દેવિ! તણાયે મન મારૂં
કૃષ્ણચંદ પાંસે જાવાને, કહો કેમ કરવું સારૂં ? ॥

નારદ—એમાં શું આશ્ચર્ય?

( અનુષ્ટુપ્ )

અન્યોન્ય આપ બન્ને છો, અન્તરાત્મા હરિ હર ॥
નિજાન્તરાત્મા વિષ્ણુ ના, ક્રિયા થાય બરાબર ॥

શ્રીશંકરઃ—દેવિ! નારદે યથાર્થ કહ્યું. સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારીયે તો આપણે પ્રથમ શ્રીકૃષ્ણચંદ્ર રચિત રાસલીલા જોવા જવું, અને શ્રીકૃષ્ણના તેમજ મારા પણ મનોમૂર્તિ આ નારદમુનિ મારા વચનથી મૃકંડમુનિને તથા તેની પત્નીને અભીષ્ટ વર દેવાને જશે જેથી બન્ને કાર્યની સાથે સિદ્ધિ થશે, વળી આપણે કરેલું રાસલીલાવલોકન પણ મૃકંડમુનિના અભ્યુદયમાં સહાય કરનાર થશે

શ્રીપાર્વતી-ભગવન્! એમાં સંદેહ શો? શ્રીગોપાલનું ઉપાસન દર્શન શ્રવણ, સ્મરણ અનપત્યતા દોષ સમુદાયનું દાહક છે એ વાત પુરાણેતિહાસાદિકમાં પ્રસિદ્ધ છે, માટે નારદમુનિ મૃકંડમુનિને વર દેવા સુખે સંચરે.

નારદઃ—ભગવન્! આપની આજ્ઞાને અનુસરી સર્વ કાર્ય કરવાને તૈયારજ છું.

શ્રીશંકર—ત્યારે હવે તમે તો મૃકંડમુનિને વર દેવા સુખેથી સંચરો, અને-

( વસંતતિલકા )

શ્રીમાન્ મૃકંડમુનિને વરદાન આપી
એ બેયના પણ મનઃપરિતાપ કાપી ॥

આવો તમે સરસ રાસ વિલાસ મ્હેલા
વૃંદાવને નિરખવા મુનિરાજ ! વ્હેલા ॥

નારદ:—જેવી પરમેશ્વરની આજ્ઞા, આ ચાલ્યો [આમ બોલી નીકળી જાય છે.]

શ્રીશંકર—પ્રણતજનવત્સલે હે દેવિ! મુનિમૃકંડ તથા તેની પત્ની બન્ને જણાં કૃતકૃત્ય થયાં હવે ચાલો આપણે શ્રીરાસેશ્વરી તથા શ્રીરાસેશ્વર બનેલાં શ્રીરાધામાધવની રાસલીલા જોવાનો અનુપમ આનંદ અનુભવવા જઈએ.

પાર્વતી—જેવી પ્રાણનાથની આજ્ઞા, [જરા આગળ દૃષ્ટિ કરીને] લ્યો!! આ કુબેરે મોકલેલ પુષ્પકવિમાન તો હાજરજ છે, ત્યારે આપ વિમાનારોહણ કરો એટલીજ ઢીલ ગણાય.

શ્રીશંકર:—ચાલો, તમે કહો તેમજ કરીએ, [એમ કહી દેવી સહિત પુષ્પકવિમાનપર ચડીને પુષ્પક પ્રતિ]—

(સોરઠો)

પુષ્પક વિમાનરાજ ! મધુવનમાં માધવ કને
જવું આપણે આજ શીઘ્ર યમુનાતટવને ॥

[આમ બોલતાં પુષ્પકવિમાનમાં નીકળી જાય છે]

(પરદો પડે છે.)



[પ્રવેશ ચોથો. સ્થળ-મૃકંડ તપ કરે છે તે તપોવન]

[ધ્યાનાવસ્થામાં મૃકંડ તથા વિશાલાક્ષી પ્રવેશ કરે છે]

મૃકંડ—[ સમાધિદશામાંથી જરા જાગૃત થઇને ] પ્રિયે! સાંભળો છો?

વિશાલાક્ષી-આપની શી આજ્ઞા છે?

મૃકંડ—મેં આજે સમાધિમાં કંઇક શુભ નિમિત્ત દીઠું તથા સાંભળ્યું.

વિશા૦—પ્રાણનાથ! તે શું? (નારાચ)

મૃકંડ—શ્રીપાર્વતી તથા મહેશ આજ પુષ્પકે ચડયાં ॥
અગણ્યપુણ્યદશ્ય બેય મારી દ્રષ્ટિએ પડયાં ॥

વિશાલાક્ષી-તમે મુનીશ આપણે સુવર્ણ સૂર્ય ઊગિયો ॥
ગણું હું સુપ્રભાત આજ ખેદ છેદ થઇ ગયો ॥

મૃકંડ—પણ હજી હું તો જ્યાં એ દર્શનજન્ય આનંદસાગરમાં નિમગ્ન બની નિશ્ચલ નેત્રથી વિસ્મય સહિત નિહાળતો હતો ત્યાં તો·

(વસંતતિલકા)

પામો વિરામ તપથી બહુ કષ્ટ પામ્યા
એકાંત ભકિત કરતાં કદિ ના વિરામ્યા ॥
આવે ગણો હૃદય નારદ એજ મારૂં
એનાજ વાકય થકી સારૂં થશે તમારૂં ॥

આમ બોલતા બોલતા વિમાન સહિત અંતર્હિત થઇ ગયા.

વિશા૦—નાથ! મેં પણ પ્રસન્ન થએલા પાર્વતી પરમેશ્વરના વચનામૃતનું પાન કર્યું તે હું પણ આપને નિવેદન કરૂં—

( વસંતતિલકા )

આજે ફળ્યું તપ તમારૂં સતિ! સમગ્ર,
સર્વે થયા સફળ જે અભિલાષ ઉગ્ર ॥
જાઓ અભીષ્ટ વર નારદથી લઇને
થાઓ નિવૃત્ત નિજ આશ્રમમાં જઇને ॥

આટલું બોલી વિમાનસહિત શ્રીપાર્વતી-પરમેશ્વર કોણ જાણે ક્યાંય અદૃશ્ય થઈ ગયાં.

મૃકંડ—લે!! તને તો મહેશ્વરી તથા તથા મહેશ્વરે કૃતાર્થ કરી ને શું?

વિશાલાક્ષી—ત્યારે આપણે હવે શું કરવાનું?

મૃકંડ— (પુષ્પિતાગ્રા)

પુનરપિ હૃદયે ધરીશું ધ્યાને, પરમશિવા શિવ કેરૂં એક તાને ॥
શુભ નિજજનનું કરે સદૈવ, અવર નથી શિવતુલ્ય કોઇ દેવ ॥

વિશાલાક્ષી—આપની જેવી આજ્ઞા [ આ પ્રમાણે બોલી સમાધિનિષ્ઠ થાય છે ]

[ નારદ પ્રવેશ કરે છે ]

નારદ—[ મનમાં ] શ્રી મહેશ્વરી તથા મહેશ્વરની આજ્ઞાને અનુસરી હું કાવેરીતીરના તપોવનમાં તો શીઘ્ર આવી પહોંચ્યો એમ લાગે છે, કારણ કેઃ—

( દ્રુતવિલંબિત )

સહજ વૈર પરસ્પર જેમને સહજ વૈર તજી અહિં તેમને ॥
લખું સદા રમતાં; વન આ ગણું, નકી હરોજ મૃકંડમુનિ તણું ॥

[ ચારે કોર દષ્ટિ ફેરવીને ]

અહો!! આ વડના ઝાડ તળે સમાધિનિષ્ઠ જણાતાં એજ દંપતી હોવાં જોઇએ. (હરિગીત)

નિજ ભક્તજનમાં સર્વદા જાણે સુધાની વૃષ્ટિ છે
કરૂણાસમુદ્ર સમાન શંકરપાર્વતીની દૃષ્ટિ છે ॥
જેને લઈ આ બેયને હમણાં દિલાસો આપવા
મૂકયો મને અહિં શંકરે બન્ને તણાં દુખ કાપવા ॥

[ નિહાળી જોઇને ]

આ બન્ને જણાં પાર્વતી-પરમેશ્વરના ધ્યાનમાં એવાં તો નિમગ્ન છે કે કંઇ પણ બાહ્ય સ્ફુરણ જણાતું નથી. ભલે હો. યોગબળ વડે તેમના હૃદયકમળમાંથી પરમેશ્વરમૂર્તિનું આકર્ષણ કરૂં એટલે તેઓનું બાહ્ય સ્ફુરણ થશે. [ આમ બોલી પોતાનું યોગસામર્થ્ય અજમાવવા ધ્યાનસ્થ થાય છે. ]

મુનિદંપતીઃ—[ આશ્ચર્ય તથા ઉદ્વેગ સહિત ]

( અનુષ્ટુપ્ )

અમારાં હૃદયો ત્યાગી જશો ક્યાં કારમાં તમે ॥
દેવિ! દેવ! હવે ભાગી જવા નહિં દયે અમે ॥

[ આમ બોલતાં નેત્ર ઉઘડતાંજ નારદ મુનિને જોઈ આશ્ચર્ય તથા આનંદ યુક્ત બન્ને ઊભાં થઈ ]

( પુષ્પિતાગ્રા )

પરમ સુદિન આજ તો મનાય, સુકૃત ફળ્યું સહુ પૂર્વનું ગણાય ॥
શુભતર પગલાં થયાં તમારાં, મુનિવર નારદ! આશ્રમે અમારા ॥

[ આમ કહી બન્ને નારદમુનિને પ્રેમપૂર્વક પ્રણામ કરે છે ]

નારદઃ—મુનિદમ્પતી ! અતિ પ્રયાસ ના લિયો બહુ થયું.

( આર્યા )

મનવાંછિત વર માગો, તે દેવાને અતીવ ઉત્સુક છું ॥
શ્રીપાર્વતી-મહેશ્વર આજ્ઞા પામી મૃકંડ! આવ્યો છું ॥

મૃકંડઃ—

મુનિવર ! વર એજ આપ દેજો પ્રણતજનોનું અભીષ્ટ આપનારાં ॥
પ્રતિનયન નિમેષ નિત્ય રહેજો હૃદય મહીં શિવપાર્વતી અમારા ॥

વિશાલાક્ષી—

મુનિવર ! વર એજ આપ આપો હૃદય મહીં મમ શંભુમૂર્ત્તિ થાપો ॥
ક્ષણ પણગિરિજા ગિરીશ મ્હારા હૃદય થકી નવ જાય ક્યાંય બ્હારા ॥

નારદ—[ મનમાં ] અહો !! આ મુનિદંપતીનો પાર્વતી પરમેશ્વરમાં કોઇ વિલક્ષણ ભક્તિનો અતિશય છે જેને લઇ મેં મારા યોગ બળથી જોકે એક ક્ષણવારજ ઇષ્ટદેવ દર્શન સુખ નષ્ટ કર્યું. પણ વર માગવા ટાણે પણ પોતાના ઇષ્ટ દેવના દર્શન વિના બીજો વર માગતાં નથી.

[ પ્રકટ રીતે ] તમારા ભક્તિભાવને આધીન શ્રીપાર્વતી પરમેશ્વર પોતેજ તમારૂં આ અભીષ્ટ પુરૂં કરશે, આ ટાણે તો તમારૂં જે બીજું કંઇ વાંછિત હોય તે અભિલાષ જણાવો એટલે તે તમોને આપીને હું શ્રીપાર્વતી-પરમેશ્વરની પવિત્ર આજ્ઞાનું પાલન કરૂં.

મૃકંડ-પ્રિયે ! ત્યારે તમારા મનનો અભિલાષ મહામુનિ નારદને જણાવો.

વિશાલાક્ષી-જેવી પ્રાણનાથની આજ્ઞા [ આમ બોલીને હાથ જોડીને]

( પુષ્પિતાગ્રા )

મુનિવર! વર એજ એક માગું, હરિહરસેવક!' થાય પાય લાગું ॥
સુત શુભગુણ ધર્મનીતિયુક્ત, પ્રકૃતિ મનોહર ને મહેશભક્ત ॥

( અનુષ્ટુપ્ )

નારદ—અલ્પાયુ સુત સર્વજ્ઞ, દીર્ઘાયુર્વા નિરક્ષર ॥
ઇચ્છા છો તે મને પ્હેલાં, કહો નિશ્ચય સત્વર ॥

વિશાલાક્ષી—હું તો દીર્ઘાયુ સર્વજ્ઞ પુત્ર ઇચ્છું છું હે મુને ! ॥
તમે પ્રસન્ન થાતાં તો કશું દુર્લભ ના બને ॥

નારદ—દીર્ઘાયુ અને સર્વજ્ઞ એવો પુત્ર તો હું નહિ દઇ શકું.

વિશાલાક્ષી—કેમ ન દઈ શકો ?

નારદ—સાંભળો મને શિવે આજ્ઞા કરી છે તે.

( અનુષ્ટુપ્ )

મૂર્ખો દીર્ઘાયુષી કાં, તો વિદ્વાન્ અલ્પાયુ આખરે ॥
પુત્ર દેવો વિશાલાક્ષીને, ગમે તે ભલે વરે ॥

વિશાલાક્ષી—દીર્ઘાયુષી પણ નિરક્ષર પુત્ર લેવા
મારે મને બહુ વિચાર ઘડાય એવા ॥
જો આપને મન ગણો વરદાન એને
તો આપ શાપ ગણશો મુનિરાજ કેને ? ॥

વળી ( ચબોલા )

મૂર્ખ પુત્રવાળી કરતાં તો વંધ્યા રહેવું સારૂં
અપુત્રતાને અલ્પદુઃખતા મન માને છે મારૂં ॥
મૂર્ખ પુત્રની માતા થાવું અનંત દુઃખ નિદાન
આપ થકી કંઇ નથી અજાણ્યું મુનિ છો જ્ઞાનનિધાન ॥
ભલે હોય અલ્પાયુ પણ જો સદ્‌ગુણનો ભંડાર
મૂર્ખ દીર્ઘજીવીથી માતું એને સુખઆગાર ॥

[ આટલું બોલી પ્રણામ કરે છે, ]

નારદ—ત્યારે જો એમજ હોય તો

( લાવણીની ચાલ )

સદ્‌ગુણસાગર સોળ વર્ષના આયુષવાળો સુત થાશે
નીતિમાન્ સર્વજ્ઞ બનીને પરમેશ્વરના ગુણ ગાશે ॥

દંપતી— ( પુષ્પિતાગ્રા )

મુનિવર અમને કતાર્થ કીધાં, તનયતણો વર આપી સુખ દીધાં ॥
મતિ અમતણી નિત્ય શંભુ ભક્તિ-પ્રવણ રહે કરશોજ એવી શક્તિ ॥

( આમ બોલી પ્રણામ કરે છે. )

(દક્ષિણી દિંડી)

નારદ—પુરાણ દંપતી ! ઉમાસહાય દેવ—
ભક્તિભાવથી ઉપાસી નિત્યમેવ ॥
ઉમાકાંત તણો પામીને પ્રસાદ—
થશે પુણ્યશાલી કહું નિર્વિવાદ ॥

( આમ બોલતા બોલતા બેયના મસ્તક ઉપર હાથ મુકે છે. )

( લાવણીની ચાલ )

દંપતી—કૃપા કરીને મુનિવર અત્રે કૃતાર્થ કરવાને અમને
કરો વાસ બે ચાર રાત્રિ અમ વીનવિયેં વિનયેં તમને ॥
આપ તુલ્ય સાધુ પુરૂષોના સંગમથી જે સુખ થાય
તેવું તો કદિ પૂર્ણિમા તણા ચંદ્રથકી પણ નવ થાય ॥

( વસંતતિલકા )

નારદ—હે વત્સતુલ્ય મુનિદંપતી શું વદાય
આનંદ જેમ તમને મમસંગ થાય ॥
સારા સમાગમથી તેમ મને મનાય
આજ્ઞા સદાશિવ તણી ન વૃથા કરાય ॥

દંપતી—સદાશિવની એવી તે કઇ આજ્ઞા છે ?

નારદ—આપી મૃકંડમુનિને વર જે અભીષ્ટ
પત્ની તણા કરીં મનોરથ પૂર્ણ ઇષ્ટ ॥
શ્રીકૃષ્ણચંદ્રરસસાગરરાસ જોવા
આવો તમે મધુવને શ્રમમાત્ર ખોવા ॥

દંપતી—એમ જો હોય તો એવા અલૌકિક અલભ્ય લાભમાં અમે અંતરાયભૂત થવા ઇચ્છતા નથી, ફરીને પણ કોક વખતે દર્શન દઇ અમ બન્ને સકર્તપરમાણુને કૃતાર્થ કરશો એવી અમારી નમ્ર પ્રાર્થના છે.

નારદ:—સમય મળ્યે જરૂર તમારા આશ્રમેં આવીશ પણ હમણાં તો જાઉં છું.

[ આમ કહી ઉભા થાય છે. ]

દંપતી—[ ઊભાં થઇ હાથ જોડીને ]

( દોહરો )

સુખે સિધાવો મધુવને આપ હવે મુનિરાજ ॥
શુભ મારગ થાજો બધા કર્યાં કૃતારથ આજ ॥

[ આટલું બોલી પ્રણામ કરે છે ]

નારદ—હે મુનિદમ્પતી! પરમશિવના પ્રસાદથી તમો પરમાનન્દ નિમગ્ન થાઓ.

[ આમ બોલતા આકાશમાર્ગે નીકલી જાય છે ]

મૃકંડ—પ્રિયા! દષ્ટિમર્યાદાથી અદશ્ય થયા પરોપકારી ભગવાન્ નારદ મુનિ, ત્યારે હવે ચાલો આપણે પણ પરમેશ્વર પ્રસાદથી પૂર્ણ મનોરથ થઈ આપણા આશ્રમે જઇએ, આપણા પૂર્વ પરિચિત જનોને જોવા મારી દષ્ટિ અત્યંત ઉત્કંઠિત થઈ રહી છે.

વિશાલાક્ષી—જેમ પ્રાણનાથની આજ્ઞા થાય તેમ કરવા સાવધાનજ છું.

મૃકંડ -પ્રિયા! જો આ ઘણા સમય સૂધી પરિચિત થએલા તપોવનના મુનિઓ, વૃક્ષો, મૃગો, પક્ષિઓ તથા નદીઓ; આપણા વિયોગથી દુઃખિત જેવાં જણાય છે, તો તેઓની જરા સંભાવના કરીને પછી જઇએ. [ હાથ જોડી બન્ને જણાં ]

( કવાલી )

તપોવનના સકલ મુનિયો, મૃગો વૃક્ષો તથા નદીઓ ॥
નમન કરીએં અમેં તમને, રજા પ્રીતે દીયો અમને ॥
રહ્યો સહવાસ તમ સંગે, સ્મરણ રહેશે સદા મનમાં ॥
ફરીને શ્રીપ્રભુ કેરી-દયાથી આવશું વનમાં ॥

{ તપોવનના
  મુનિઓ — ( વસંતતિલકા )

પામી પ્રસાદ ગિરિજાપતિપાદસેવા
દ્વારા સુપુત્ર પણ લાવ અનેક લેવા ॥
નાના પ્રકાર સુખ ભોગવીને નિરાંતે
આવો તપોવન તમેં ફરી સર્વ અંતે ॥

દંપતી—આપનાં આશીર્વચનો સત્ય થાઓ.

[આમ બોલી સાષ્ટાંગ પ્રણામ કરી બન્ને નીકલી જાય છે.]

( પરદો પડે છે પહેલો અંક પૂર્ણ થાય છે. )



# અંક બીજો.



## પ્રવેશ પહેલો.

સ્થળ-યમુનાતીર ઉપરનો નિકુંજ.

[સપરિવાર શ્રીકૃષ્ણચંદ્ર તથા શ્રીરાધા પ્રવેશ કરે છે.]

શ્રીરાધા— (વસંતતિલકા)

શ્રીપાર્વતી સહિત શંકર તો ન આવ્યા
વૃત્તાન્ત નારદમુનીન્દ્ર કશો ન લાવ્યા
વેળા વળી સરસરાસની વીતિ જાય
શ્રીકૃષ્ણચંદ્ર! હૃદયેશ્વર! શું કરાય? ॥ ૧ ॥

શ્રીકૃષ્ણ—પ્રાણપ્રિયે! પ્રણયપૂર્વક જો કરાય
સાન્નિધ્ય તો સ્મરણ માત્રથી જેનું થાય ॥
એવા દયાળુ ભગવાન્ શિવ ભકતવશ્ય
જાણો તમેં તુરત દર્શન દે અવશ્ય ॥ ૨ ॥

માટે ચાલો આપણે તેમની પ્રાર્થના પ્રેમપૂર્વક કરીએં.

શ્રીરાધા—પ્રાણનાથ હું તો પ્રાર્થના કરવા સાવધાનજ છું.

શ્રીકૃષ્ણ—પ્રિયે! ત્યારે તો ઉમા સહિત પરમેશ્વર આવ્યા સમજજો
[આમ બોલી બન્ને પ્રાર્થના કરે છે]

બન્નેજણાં—[ હાથ જોડીને ] ( શાર્દૂલ )

શ્રીશંભો ! શિવ ! શૈલરાજતનયે ! શું રાહ જોવાય છે
આવો આપ દયાર્થી રાસરચના-વેળા વહી જાય છે ॥

[ પરદામાંથી ]

આ આવ્યાં અવલોકવા રસ ભરી શ્રીરાસલીલા અમે
રાસારંભ વિના વિલંબ પરમપ્રેમે થવા દો તમે ॥ ૩ ॥

બન્નેજણાં— [ આશ્ચર્ય તથા આનંદયુક્ત ] શું પધાર્યાં શ્રીપાર્વતી પરમેશ્વર બેયે ? [ નેત્ર ઉઘાડી પુષ્પક વિમાનમાંથી ઉતરતાં શ્રીપાર્વતી પરમેશ્વરને જોઇ સર્વ ગોપીઓ સહિત ઉભાં થઇ હાથ જોડી ]

જય જય જય પામો વિશ્વબંધો ! મહેશ !
જય જય જય પામો પાર્વતીજી હમેશ ॥
પરમ સુખ કરી આ પૂર્ણિમા માનું તેથી
સમયસર થયેલા આપના સ્વાગતેથી ॥ ૪ ॥

ત્રૈલોકયના માતપિતા વિશિષ્ટ, રત્નાસને બેય થશો નિવિષ્ટ ॥
પુષ્પાંજલિ આ ચરણે તમારા; કરો કૃપાદૃષ્ટિ પરે અમારા ॥ ૫ ॥

( આમ બોલી પ્રણામ કરે છે )

શ્રીશંકર— ( રોળા વૃત્ત )

બંધ કરો ઉપચાર, કૃષ્ણ છો તમે અમારા
આત્મા કહું નિર્ધાર, અમે પણ તેમ તમારાં ॥ ૬ ॥
મારૂં હૃદય અભેદ, સ્વયં હું હૃદય તમારૂં
દેહ માત્રથી ભેદ, અપર છો રૂપજ મારૂં ॥ ૭ ॥

કહો મને કંઇ અન્ય, કેમ સુખદાયક થાય
રાસવિલોકનજન્ય, મોદ વિણ કોય ઉપાય ॥ ૮ ॥
તત્પર થઇને તમે કરો પ્રારંભ સુરીતે
રાસ તણો, મન ગમે-સમય પણ વૃથા ન વીતે ॥ ૯ ॥

શ્રીકૃષ્ણઃ—જેવી મહેશ્વરની આજ્ઞા.

[આમ કહી આનંદભેર રાસલીલાનો આરંભ કરે છે].

નારદ— (કવ્વાલી)

રસિકમણિ રાધિકા સંગે, રચે છે રાસ ઉમંગે ॥
ત્રિલોકી શંભુ રસલગ્ન, થવા આનંદમાં મગ્ન ॥ ૧૦ ॥

શ્રીશંકર—[ક્ષણ પછી જરા પ્રબુદ્ધ થઇને મનમાં]

(શિખરિણી)

અહો આ શ્રીકૃષ્ણપ્રભુની સહ ગોપી વિહરવા
તણી લીલા, ભક્તિપ્રણતજન ઉદ્ધાર કરવા ॥
ન જાણે એ કોઇ શ્રુતિહૃદય તત્ત્વ પ્રભુ તણું
વિના હું કાં આ શ્રીહિમગિરિસુતા શું કહું ઘણું ॥ ૧૧ ॥

(સોરઠા)

અભિજ્ઞ જનની સંગ, દર્શનીય વસ્તુ તણો
વિલોકવાનો રંગ, અભિજ્ઞને થાયે ઘણો ॥ ૧૨ ॥

(અનુષ્ટુપ)

બ્રહ્મવિદ્યા સ્વરૂપા આ જાણનારાં ઉમા વિના
કૃષ્ણલીલા તણી ગૂઢ કો પ્રકાશ કરે બિના ॥ ૧૩ ॥

[ પ્રકટ રીતે ]　　　( શાર્દૂલવિ. )

રાસોલ્લાસ હિમાદ્રિનન્દિનિ ! જુઓ શ્રીકૃષ્ણનો પ્રેમથી
આ શ્રીકૃષ્ણ સમો રસામૃતનિધિ ત્રૈલોક્યમાંયે નથી ॥
તદ્વત્ આ વિવિધપ્રકાર રસના કલ્લોલની વાહિની
શ્રીકૃષ્ણૈકપરાયણા પણ નથી રાધાસમી ભામિની ॥ ૧૪ ॥

શ્રીપાર્વતી—પ્રાણનાથ ! આપે યુક્ત કહ્યું

( ગીતિ )

શ્રીરાધામાધવને, રાધામાધવસમાન કહેવાય
આનંદામૃતસાગર શરીરવરધારી બેય સમજાય ॥ ૧૫ ॥

આ લીલા દર્શનનો આનંદ અનુભવતાં મારા મનમાં નારદનું સ્મરણ થયા કરે છે કેમકે આ આનંદાનુભવક્ષણ ફરીને મળવો દુર્લભ છે.

શ્રીશંકર—પ્રિયે! હમણાં નારદ આવ્યાજ સમજજો.

[ પરદાની અંદરથી નારદ બોલે છે ]

નારદ—　　　( હરિગીત )

સઘળું કરી આજ્ઞા પ્રમાણે આપની જગદીશ્વરી !
આવ્યો હું નારદ આપની પાંસે અહીં પાછો ફરી ॥

પાર્વતી—

આવો મુનીશ્વર ! કેમ, આપી આવિયા બહુ સત્વર
પત્ની સહિત મૃકંડમુનિને તેમનો ઇચ્છિત વર! ॥ ૧૬ ॥

નારદ—માતઃ! શ્રીપરમેશ્વરની આજ્ઞા પ્રમાણે બધું કર્યું. એ મુનિદંપતી રાજી થયાં અને હું પણ પ્રભુના નિદેશ મુજબ આ રાસલીલા નિરીક્ષણનો આનંદ અનુભવવા અત્રે આવી પહોંચ્યો.

[મનમાં] (વસંતતિલકા)

શ્રીકૃષ્ણ તો હૃદયતુલ્ય મને ભણે છે
આ પાર્વતીપતિ મને નિજનો ગણે છે ॥
મારા સમાન જગમાં કહું કોણ ધન્ય
બીજો થયો, નહિં થશે, નથી કોઇ અન્ય ॥ ૧૭ ॥

જેને વળી જગતની જનની સમાન,
શ્રીશૈલરાજતનયા પણ આ સમાન[1] ॥
રાસક્રિયા નિરખવા સમયે સ્મરે છે,
તેથી સહર્ષ મન મારૂં સદા રહે છે ॥ ૧૮ ॥

[આમ બોલતા હરખાતા હરખાતા વીણા વગાડવાની સાથે 'अङ्गनामङ्गनामन्तरे माधवो, माधवं माधवं चान्तरे अङ्गना' આ જુનું પુરાણનું પદ્ય ગાતા ગાતા આમ તેમ નાચતા ફરે છે.]

શ્રીકૃષ્ણ–[સહર્ષ આનંદમાં] અહો!! મારા પ્રિય દેવર્ષિ નારદ આવ્યા? આવો આવો મુનિરાજ! કંઇ ગાયન સંભળાવશો ને?

નારદ—જેવી દેવની આજ્ઞા [આમ બોલી વીણા વગાડતા ગાય છે]

(રથોદ્ધતા)

એક નીલમણિતુલ્ય દીસતું, અન્ય વીજળી સમાન ભાસતું
તેજ એ હૃદયમાં સ્ફુરો સદા, એજ માગું મનથી હું સર્વદા ॥ ૧૯ ॥

---

૧ માન સહિત.

દામિનીયુત નવીન મેઘની, કાંતિને હરતું દેહદીપ્તિથી
રમ્ય એ યુગલ સન્નિધિ હજો, નેત્રમાર્ગ થકી દૂર ના થજો ॥ ૨૦ ॥

જે હમેશ નિજ ભક્તનાં હરે કષ્ટ, તત્ક્ષણે સહાયતા કરે
હું રહ્યો છું વૃષભાનુનંદિની, નંદનંદન તણેજ આશરે ॥ ૨૧ ॥

રત્નનૂપુર પદાંબુજે ધરી, હસ્તમાં જડિત કંકણો કરી
કંઠ મોતિમય હાર ધારતા, દુઃખ ભક્તજનનાં વિદારતા ॥ ૨૨ ॥

જે વિહાર યમુનાતટે કરે, તીરકુંજ ભવનેય સંચરે
પ્રેમપૂર્ણ જલકેલિ જે કરે, સેવકોનો ભવભીતિ જે હરે ॥ ૨૩ ॥

પૂર્ણચંદ્રસમ શોભતાં બહુ, જોઇને વદન જેમનાં સહુ
મોહવશ્ય થઇ જાય સર્વથા, માનવું વચન સત્ય, ના વૃથા ॥ ૨૪ ॥

કલ્પવૃક્ષસમ કૃષ્ણચંદ્ર આ, તેમ કલ્પલતિકાજ રાધિકા
બેય ઉત્સુક સદાય હું ગણું, ભક્તવાંછિતર્થો આપવા ઘણું ॥ ૨૫ ॥

( સ્વાગતા )

જે પરસ્પર તપઃફળ રૂપ, જે પરસ્પર મનઃપ્રતિરૂપ
પ્રેમબદ્ધ હૃદયદ્વય એક, ભિન્નતા કળી શકાય ન છેક ॥ ૨૬ ॥
જે દયામયમને નિજ ભક્ત, શુદ્ધભાવ ભરથી અનુરક્ત
લોકનું શુભ કરે દુખ કાપી, વાંછિતાધિક ફળો પણ આપી ॥ ૨૭ ॥
એ મનોહર સદા સહચારી, શુભ છે પરમમંગલકારી
કૃષ્ણચંદ્ર વૃષભાનુદુલારી, આશ્રયે રહું સદાસુખકારી ॥ ૨૮ ॥

( શિખરિણી )

પરપ્રેમે પૂજી પરમશિવને તેની કરુણા—
થકી પામી સીમા નિરવધિક દાંપત્ય સુખની ॥

રમે છે જે રાધામતિયુત કૃપા એવી કરજો
સદા શ્રીકૃષ્ણાત્મા મુજ હૃદયકુંજે વિહરજો ॥ ૨૯ ॥

ખરૂં જે વેદોનું ઉપનિષદનું સાર પણ જે
કથ્યું સર્વેને તે અધર ધૃતવેણુ-સ્વર થકી ॥
હમેશાં તે રાધાયુત રહી કૃપા એવી કરજો
સદા શ્રીકૃષ્ણાત્મા મુજ હૃદયકુંજે વિહરજો ॥ ૩૦ ॥

છતાં નિત્યે પોતે નિરુપમ નિરાકાર ગરવા
ધરી સાકારત્વ પ્રણતજન ઉદ્ધાર કરવા ॥
રચે લીલા નાનાવિધ વિભુ કૃપા એવી કરજો
સદા શ્રીકૃષ્ણાત્મા મુજ હૃદયકુંજે વિહરજો ॥ ૩૧ ॥

( સોરઠો )

રાધામાધવ અઘ, વિદ્યુત મેઘ સમાં સદા
થજો અમારાં સઘ નેત્રચકોર સુખપ્રદા ॥ ૩૨ ॥

નારદ—[ મનમાં ] રાસલીલા રસના સાગર ભગવાન શ્રીકૃષ્ણ સર્વ ગોપીઓ સહિત મારા ગાયનના અનુસારે નૃત્ય કરે એ પણ મારૂં અહો ભાગ્ય.

શ્રીકૃષ્ણ—બહુ સારૂં, દેવર્ષે! બહુ સારૂં ગાયન કર્યું. હવે જરા વિસામો લ્યો.

નારદ—જેવી શ્રીકૃષ્ણચંદ્રની આજ્ઞા. [ આટલું બોલી પરમશિવના સિંહાસન પાસે જઈ ખિન્ન જેવા થઈ બેસી જાય છે]

શ્રીશંકર—કેમ દેવર્ષે ! ખિન્ન જેવા કેમ જણાઓ છો ? એવા કયા વિચારમાં નિમગ્ન થઈ ગયા છો ?

નારદ—[ હાથ જોડીને ] ભગવન્!

(કવાલી)

કહ્યા વિણ ભેદ નવ જાય, વમાસણ તેથી બહુ થાય
શરમ લાગે છે કહેવામાં, નહીં સુખ મૌન રહેવામાં ॥
સ્વયં ત્રૈલોક્યના બંધુ, કહાવો છો કૃપાસિંધુ
આપને પૃછું શિરનામી, કરૂં શું હું કહો સ્વામી ॥૩૩॥

શ્રીશંકર—[ જરા નેત્ર વિંચી ધ્યાનસ્થ થઇ તરત નેત્ર ઉઘાડીને સ્વગત ] સર્વના ગર્વને ઉતારનારા ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે દેવર્ષિ નારદને પણ પોતાની માયા મહાનદીમાં ઝીંકયા જણાય છે. અસ્તુ તેને તારવા મારે પ્રયત્ન કરવાનો છે. [ પ્રકટરીતે ]

(સ્વાગતા)

આ ઉમા, શરણ શર્મદ જેવું, ભક્તિથી કરી ઉપાસન તેવું ॥
પૂછીને સકળ સંશય ટાળો, ચિત્તના સહુ અનર્થ પ્રજાળો ॥૩૪॥

નારદ—ભગવન્! તેમ કરૂં છું [ આમ કહી પાર્વતીના ચરણોમાં પ્રણામ કરીને ]

( દ્રુતવિલંબિત )

પ્રણમું છું જગદંબ ! દયા કરો, હૃદયના સહુ સંશયને હરો ॥
શરણ આપ તણે અહિં આવીઓ મન રાશંક નિશંક કરી દિયો ॥૩૫॥

શ્રીપાર્વતી—દેવર્ષે ! આ પરમાનંદમય સમયે તમને સંશય કયાંથી થયો? બોલી નાખો, શો સંશય છે?

નારદ—ભગવતિ !

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ॥
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत् त्रयं त्यजेत् ॥ गीता १६-२१ ॥

( દોહા )

ત્રિવિધ નરકનું દ્વાર આ, કામ ક્રોધ ને લોભ ॥
આત્માના નાશન ગણી તજવાં ત્રણે અશોભ ॥ ૩૬ ॥
વળી—

नहीदृशमनायुष्यं लोके किंचन विद्यते ॥
यादृशं पुरुषस्येह परदाराभिमर्शनम् ॥

( કવાલી )

નથી આ લોકમાં એવું, પરસ્ત્રીસ્પર્શના જેવું
બીજું આયુષ્ય હરનારૂં પુરૂષનો નાશ કરનારૂં ॥ ૩૭ ॥

કરે સન્માર્ગથી ભ્રષ્ટ, વિવેકાદિક કરે નષ્ટ
સુબુદ્ધિને ઉખેડે છે, ધૃતિ ગાંભીર્ય ફેડે છે ॥ ૩૮ ॥

ન સારૂં ધ્યાન થાવા દે, ન પુણ્યે વૃત્તિ જાવા દે
કરે લજ્જાય નિર્મૂલ, જગાવે આપદા શૂલ ॥ ૩૯ ॥

પરમ પાપો તણું પૂરે, રહે કલ્યાણ અતિ દૂરે
પરસ્ત્રીસંગ ના ભજવો, કુલીને ખંતથી તજવો ॥ ૪૦ ॥

( દ્રુતવિલંબિત )

અશુચિતા તણું ધામ ગણો નકી, અપયશ પ્રસરે વળી જે થકી
અખિલ રોગ ભયપ્રદ જાણવો, પરવધૂ અનુરાગ પ્રમાણવો ॥૪૧॥

આવાં આવાં સેંકડો વાકયો પ્રસંગે પ્રસંગે ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે શ્રીમુખે તેમજ તેમના અનન્ય ભકત વ્યાસવાલ્મીકિ પ્રમુખ પ્રાચીન તથા અર્વાચીન માન્ય મહાશયોએ ઉપદેશ્યાં છે તેમ ઉપદેશાય છે; તથાપિ—

[ રોળાવૃત્ત ]

જે કર્ત્તા ધર્મના, સ્વયં વકતા જે થાય
પાલનકર્ત્તા ધર્મતણા જેને જન ગાય ॥
એજ ઉઠી શ્રીકૃષ્ણ કેમ આ પરાંગનાના,
આલિંગને સતૃષ્ણ જણાય વિવેક વિનાના ॥
આ સંશય સંતાપ કરે છે મનને ભારી,
કરી ખુલાસો આપ દીયો સંદેહ વિદારી ॥ ૪૨ ॥

શ્રીપાર્વતી—[ શંકર પ્રતિ ] ભગવન્ ! આ દેવર્ષિ નારદ પણ શ્રીકૃષ્ણ તત્ત્વના અનભિજ્ઞ હોય એ જાણીને તો મને આશ્ચર્ય જેવું લાગે છે.

શ્રીશંકર—દેવિ! શ્રીકૃષ્ણચંદ્ર ગર્વગંજન છે. આ ટાણે નારદના મનમાં ગર્વાંકુર થયો જાણી માયાથી તેને મોહિત કર્યા હોય, પણ શરણાગત જનના મહામોહાંધકારને મટાડનારાં તમેં તેનો મોહ નિવારો, આ કંઇ કેવળ નારદનોજ નહિં કિંતુ સર્વલોકોનો ઉપકાર છે.

શ્રીપાર્વતી—જેવી પરમેશ્વરની આજ્ઞા. [ આટલું બોલી નારદ પ્રતિ ] મુને! દેવર્ષે! જુઓ આ ચિન્તામણિની મુદ્રિકા, સકલ અજ્ઞાનનું ઉન્મૂલન કરનારી, તત્ત્વજ્ઞાનના પ્રવાહને વહેવરાવનારી, વિશ્વ વિશ્વંભરાને દર્પ આપનારી, આ ભગવાન્ પરમેશ્વરે મને પાણિગ્રહણ સમયે પ્રસન્નતાની નિશાની રૂપે આપેલ છે.

[એમ કહી પોતાની ટચલી આંગલીમાંથી ઉતારીને નારદમુનિના હાથમાં આપે છે]

નારદ:—[ આદરપૂર્વક લક્ષ જોઇને ] સાક્ષાત પરમેશ્વરે પ્રસાદીકૃત આ વીંટીનો શું મહિમા વર્ણવાય, પણ મને કહેશો કે આ ટાણે આ ચાલતા પ્રસંગમાં આ વીંટીનો શો ઉપયોગ છે ?

શ્રીપાર્વતી— (શિખરિણી)

જુઓ વીંટી મધ્યે નજર કરી દેખો કંઇ તમે
મને કહેતા આવો સકળ તમને જે મન ગમે ॥

નારદ— જગન્માતર્ આજ્ઞા મુજબ અવલોકી કરી કહું
મને આમાં ભાસે નજર કરતાં વર્ણન સહુ ॥ ૪૪ ॥

[મુદ્રિકાના વચગાળામાંથી રાસલીલા જોઇને]

જગદંબ ! સાંભળો મને જે દેખાય છે તે હું આપને કહું.

શ્રીપાર્વતી—કહો; હું સાંભળું છું.

( ભુજંગી )

નારદ—દિસે રાધિકા રાધિકા મધ્ય કૃષ્ણ, વળી કૃષ્ણ બે મધ્ય રાધા સતૃષ્ણા॥
બધુ રાધિકા કૃષ્ણરૂપેં જ દેખું, ન અન્યાંગના કે કશું અત્ર પેખું ॥૪૫॥

શ્રીપાર્વતી—વત્સ ! નારદ ! જરા ઓસરીને પાછા એજ વીંટીના અવકાશમાંથી જોઇને કહો કે-શું શું દેખાય છે ?

નારદ—જેવી આપની આજ્ઞા, [ આમ બોલી ફરી વીંટીમાંથી જોઇને ]

( ગીતિ )

શ્રીરાધામાધવમય સચરાચર વિશ્વને અત્ર
દેખું છું શ્રીમાતઃ ! નવ સૂઝે અન્ય વસ્તુ સર્વત્ર ॥ ૪૬ ॥

શ્રીપાર્વતી—હજી ફરીને જુઓ.

નારદ—[ વળી જોઈને ] માતઃ ! સાંભળો.

( શાર્દૂલવિક્રીડિત )

કાલિન્દી તટ ઉપરે કદમને કેળો તણા કુંજમાં
દૃષ્ટિ એક બીજાની મેળવી ઉભાં પુષ્પો તણા પુંજમાં ॥
વંશી વાદન નાદમાં મન જતાં એકાગ્રતા થાય છે
રાધામાધવ યુગ્મને નિરખતાં આનંદ લેવાય છે ॥ ૪૭ ॥

( અનુષ્ટુપ )

ક્ષીરસાગરમાં રત્ન-મંદિરે મુદ્રિકા મહીં ॥
શેષશય્યા કરી સૂતા નારાયણ દિસે અહીં ॥ ૪૮ ॥
જગન્માતા મહાલક્ષ્મી જેનાં ચરણ સેવતા ॥
નાભિપદ્મ થકી જેના ઉદ્ભવ્યા બ્રહ્મ દેવતા ॥ ૪૯ ॥

શ્રીપાર્વતી—દેવર્ષે ! હજી પણ એ વીંટી સોંસરા જુઓ કે-શું દેખાય છે.

નારદ—માતઃ ! સાંભળજો, મને હવે જે દેખાય છે તે કહું છું.

શ્રીપાર્વતી—કહો; સાંભળવામાંજ મારૂં ધ્યાન છે.

નારદ—જેવી આપની આજ્ઞા.

( શિખરિણી )

દિસે છે આ તેજોમય પણ નિરાકાર ફરતું
શશી ભાનું વિદ્યુત્ અનલ ધર્કી વૈચિત્ર્ય ધરતું ॥

અહો એતું એ આ ક્ષણ મહિં જણાયે ફરી ગયું
મનોહારી તેજઃ વ્રજવન-વિહારી હરિ થયું ॥ ૫૦ ॥

( ભુજંગી )

નથી ગોપીઓ કે ન ગોપાલબાલ,
ન ગાયો ન ગાયો તણાં વત્સજાલ ॥
ન ઘાટી ઘટા તે વનોની વિચિત્ર,
ન પંખી મૃગો કે ન વૃક્ષો પવિત્ર ॥ ૫૧ ॥

નથી દીસતી મંડળી રાસ કેરી,
ન ભાસે હુતી યોજના જે અનેરી
થયું સર્વ વૈચિત્ર્ય અદશ્ય છેક,
પડે દૃષ્ટિએ માત્ર શ્રીકૃષ્ણ એક ॥ ૫૨ ॥

( હરિગીત. )

શ્રીપાર્વતી—આ એક છે પરતત્ત્વ નારદ કૃષ્ણ એજ પ્રમાણજો
એનાથી અન્ય જગત્ બધું મિથ્યા તરીકે જાણજો ॥
તેનીજ આ શ્રીરાધિકા પરશક્તિરૂપા માનવી
જેણે રચી આ વિશ્વની રચના તમામ નવી નવી ॥૫૩॥

શ્રુતિઓ અને સ્મૃતિઓ તથા મતિઓ મહાત્માની બહુ
ધરિને શરીર ઉપાસવા પરપ્રેમથી મળીને સહુ ॥
શ્રીકૃષ્ણને આ ચંદ્રવદનીવૃંદ વૃંદાવન વિષે
ગોપી સ્વરૂપે ભાવ ભરથી સેવતું તમને દિસે ॥૫૪॥

( અનુષ્ટુપ્ )

ન પારદાર્ય[1] શંકાય કરવી, આર્ય નારદ ! ॥
શ્રીકૃષ્ણ વિષયે જે છે ભક્ત-સંસારપારદ[2] ॥૫૫॥

---

૧ પરસ્ત્રી સંસર્ગ. ૨ સંસારના પારને દેનાર.

( નારાચ )

ન અદ્વિતીય કૃષ્ણથી વિભિન્ન વસ્તુ સંભવે
કહો પરાંગનાની કેમ કલ્પના થશે હવે ॥
એ કૃષ્ણને રમાડનાર અન્ય કોણ નાર છે?
વિચારતાં જણાય એ સ્વયં રમાડનાર છે ॥૫૬॥

( વૈતાલીય. )

રમવું ગમવું રમાડવું, વળી હેતુ રમવા તણા બહુ ॥
રમવાની ક્રિયા બધી અને, રમવાનાં વળી સાધનો સહુ ॥૫૭॥

સ્વયમેવ થઈ સમગ્ર જે, રચના રાસતણી કરેજ એ ॥
મુનિરાજ કહો અધર્મની, મન શંકા કયમ આવી મર્મની ॥૫૮॥

કયમ રાસવિલાસને વિષે તમને લેશ અધર્મના દિસે ॥
પ્રતિબિંબ વિષે રમ્યા થકી વદશો કેમ થવાય પાતકી? ॥૫૯॥

( ગીતિ )

શ્રીરાધામાધવમય પ્રેમે નારદ! જગત્રય નિહાળો ॥
તરત મનસ્તાપ તજી હૃદય તણા સર્વ સંશયો ટાળો ॥૬૦॥

( આટલું બોલી વિરમે છે. )

નારદ—[ દંડવત્ પ્રણામ કરી નેત્રમાં હર્ષનાં અશ્રુ આવતાં ]

જગદંબ દયાર્દ્ર દૃષ્ટિથી જનની વાકય સુધાની વૃષ્ટિથી ॥
મનની ભ્રમણા બધી ટળી મનને શાંતિ વિશેષમાં મળી ॥૬૧॥

( અનુષ્ટુપ્ )

આપ તો બ્રહ્મવિદ્યા છો, આમ જે ગુરૂઓ થકી ॥
સાંભળ્યું હતું તે આજે, સાક્ષાત્ અનુભવ્યું નકી ॥૬૨॥

( દેશરાગ ) [ મારી નાડ તમારે હાથ એ રાહ. ]

મારો મોહ મટાડયો આપે જે કરૂણા કરીરે
વચનામૃતથી નવરાવ્યો છે સુજને ફરી ફરીરે ( ટેક )

મોહ પર્વતે જે જડ ઘાલી, ઇંદ્રવજ્રથી પણ નવ ટાલી
શકાય એવી આપે ક્ષણમાં કરી પરીરે—મારો મોહ૦

નિર્મૂલન કરવા દોષોનું અંતરના સામર્થ્યજ કોનું ?
વિના બ્રહ્મવિદ્યા જનની સર્વોપરિરે—મારો મોહ૦ ॥ ૬૩ ॥

[ આટલું બોલી પ્રણામ કરે છે ]

શ્રીપાર્વતી—[ નારદના મસ્તક ઉપર કરકમલ મૂકીને ]

( ઉપેંદ્રવજ્રા )

ઉઠો ઉઠો નારદ દેવની દયા થકી હવે તો કૃતકૃત્ય છો થયા ॥
તજી બધો માનસતાપ સર્વથા ઉદ્વેગ ચિત્તે ધરશો નહિં વૃથા ॥૬૪॥

( અનુષ્ટુપ્ )

અવિદ્યા નષ્ટ થાવાથી, વિદ્યા પ્રાપ્તિ ફરી હજો ॥
મોહ નિઃશેષ જાવાથી કૃષ્ણમાં ભક્તિમાન્ થજો ॥ ૬૫ ॥

નારદ—[ ઉભા થઇ પુનઃપ્રણામ કરી ] હે માતઃ ! મારા પર આપે અતુલ ઉપકાર કર્યો પણ ફરી રાસલીલાનાં દર્શન કરવા મારાં નેત્રો આતુરતર થયાં છે તો મને એ દશ્ય પાછું આપ કૃપા કરી દેખાડો.

શ્રીપાર્વતી—વત્સ ! રાસલીલાદર્શન તો શ્રીકૃષ્ણચંદ્રની કરૂણાને આધીન છે તેને માટે તો તેનીજ પ્રાર્થના કરો.

નારદ—જેવી માતુઃશ્રીની આજ્ઞા, તેમજ કરૂં છું.

[ આમ બોલી પ્રાર્થના કરે છે ]

( રોળા )

થયો ગર્વ મન વિશે, મોહવશતાથી મારા
માયા શક્તિ દિસે, આપની અપરંપારા ॥ ૬૬ ॥

પામ્યા અંતર્ધાન આપ ક્ષણમાં જે વારે
પડ્યું વચ્ચે વ્યવધાન, ગર્વપર્વતનું ભારે ॥ ૬૭ ॥

કરો કૃપાથી દેવ! ગર્વપર્વતનો નાશ
દર્શાવો તતખેવ, દાસને રાસ પ્રકાશ ॥ ૬૮ ॥

[ આમ બોલતા બોલતા નેત્રમાંથી અશ્રુ સારતા પ્રણામ કરે છે ]

[ અંતરીક્ષમાંથી શ્રીકૃષ્ણકરૂણા ઉતરે છે ]

( સ્વાગતા )

શ્રીકૃષ્ણકરૂણા—

વત્સ નારદ ! તમેં પણ નિત્ય, છો અતિપ્રિય મનેં, કહું સત્ય ॥
રાસદર્શનનિમિત્ત ન હોય, અન્ય શંભુકરૂણા વિણ કોય ॥ ૬૯ ॥

( શાર્દુલવિક્રીડિત )

દેવર્ષે કરશો તમેં જગતના કલ્યાણકારી પ્રભુ
દીનાનાથ દયાનિધિ શિવતણી જો પ્રાર્થના, તો વિભુ ॥

થાશે તુષ્ટ ઉમાસહાય સહસા દેશેય જે માગશો
આનો નારદ ! રાસદર્શન તણા નિત્યાધિકારી થશો ॥ ૭૦ ॥

[ આટલું કહી શ્રીકૃષ્ણકરૂણા આકાશમાર્ગે અદ્રશ્ય થાય છે ]

નારદ—[ સ્વગત ] ત્યારે હવે તો શ્રીકૃષ્ણકરૂણાના કથનાનુસાર પ્રાર્થના કરૂં.

[ આમ કહી પ્રાર્થના કરે છે. ]

( શાર્દુલવિક્રીડિત )

માતઃ પાર્વતિ! હે મહેશ્વર! કૃપાસિન્ધો સદાશંકર!
હું છું આપ તણેજ નિત્ય શરણે બાંહ્ય ગ્રહો સત્વર ॥
જાણી દીન હવે જરૂર કરશો, હું વીનવું આપને
પ્રેમેં રાસ વિલાસને નિરખવાને ભાગ્યશાલી મને ॥ ૭૧ ॥

[ આકાશમાંથી શ્રીશંકરકરૂણા ઉતરે છે. ] ( રથોદ્ધતા )

શ્રીશંકરકરૂણા—વત્સ નારદ! જુઓ તમેં વળી, કૃષ્ણચંદ્રકૃત રાસમંડળી
ભૂલશો ન પદ એ તમેં સદા જે અનંતશિવરૂપ સર્વદા ॥૭૨॥

નારદ—દેવિ! ભગવતીએ બહુ ઉપકાર કર્યો, કદાપિ હું આપનો ઉપદેશ ભૂલીશ નહિ [ આમ કહી પ્રણામ કરે છે. શ્રીશંકરકરૂણા આકાશમાર્ગે અદૃશ્ય થાય છે. ]

[ સ્વગત ] ( ઉપેંદ્રવજ્રા )

અહો ઉમાના હિમવત્સુતાના કૃપાકટાક્ષેક્ષણથી મજાના ॥
આ રાસલીલા અવલોકિ ચિત્ત અલૌકિકાનંદ થયો ખચીત ॥૭૩॥

ત્રિકાંડવેદશ્રુતિઓનું સત્ય, જાણી થતું પ્રેમથી ઐકમત્ય ॥
પરાપરબ્રહ્મ સમસ્તરૂપ શ્રીકૃષ્ણમાં, હર્ષ થયો અનૂપ ॥૭૪॥

કર્માગ્રહ ત્યાગ કરી શ્રુતિઓ, ઉપાસનાના વિધિ આદરે છે ॥
ઉપાસનાને પણ મુકિ ચિત્ત, બીજી પરબ્રહ્મવિષે ધરે છે ॥૭૫॥

અન્ય શ્રુતિ કૃષ્ણપરસ્વરૂપે વિશુદ્ધચૈતન્ય વિષે ઠરે છે ॥
પોતે પરબ્રહ્મમહીં વિલીન નિજાશ્રિતોને પણ જે કરે છે ॥૭૬॥

( વૈતાલીય )

સ્મૃતિઓ પણ કૃષ્ણચંદ્રમાં પરમબ્રહ્મપરેશભાવથ
સઘળી નિજ આશયો મળી પ્રકટાવે સ્ફુટતા થકી વળી ॥૭૭॥

[ પ્રકટરીતે શ્રીપાર્વતી પ્રતિ ]

( હરિગીત. )

આ હિમાચલનંદિની માતા દયામય ઇશ્વરી
છે ભક્તની જે કલ્પવલ્લી તુલ્ય એ જગદીશ્વરી ॥ ૭૮ ॥

તે શિવા શિવસંયુતા વિણ કોણ દેખાડે મને
આ રાસલીલાનું રહસ્ય, ન જાય સમજાવ્યું જને ॥ ૭૮ ॥

[ આમ બોલી શ્રીપાર્વતીને પ્રણામ કરે છે ]

શ્રીપાર્વતી / શ્રીશંકર—વત્સ નારદ! દીઠી આ શ્રીકૃષ્ણરચિત સઘળી રાસલીલા?

નારદ—આપ શ્રીપરમેશ્વરી તથા શ્રીપરમેશ્વરના પ્રસાદથી જોઇ. આપ બન્નેની દયા વિના આ શ્રીકૃષ્ણલીલાનું દર્શન દુર્લભ છે એમ મારૂં માનવું છે.

( અનુષ્ટુપ્ )

શ્રીશંકર—કૃતકૃત્ય થયા પામ્યા, રાસદર્શનનું ફળ ॥
મનના સંશયો વામ્યા, થયો શ્રમ ન નિષ્ફળ ॥ ૭૯ ॥

નારદ—ભગવન્! એ સઘળું આપની કૃપાથી મને પ્રાપ્ત થયું.

શ્રીશંકર—[ શ્રીપાર્વતી પ્રતિ ] દેવિ! આ નારદમુનિને શ્રીકૃષ્ણે કૃતાર્થ કર્યા, તેમ પૂર્ણિમાપ્રસંગે રચના ધારેલી સકળ રાસલીલા પણ

પૂર્ણ થઇ, હવે બ્રહ્મરાત્ર સમાપ્ત થયું તેથી શ્રીરાધામાધવની રજા લઇ આપણે જઇએ.

શ્રીપાર્વતી-જેવી પરમેશ્વરની ઇચ્છા

શ્રીપાર્વતી પરમેશ્વર-[ સંતોષપૂર્વક ] ( મંદાક્રાંતા )

રાધે! પામો જય જય સદા રાસલીલાવિનોદે
પામો રાસેશ્વર! જય તમે કૃષ્ણચંદ્ર! પ્રમોદે ॥
પ્રેમાર્દ્રા એ રસિકયુગલી સચ્ચિદાનંદશીલા
ખેલો નિત્યે મળી અમ મનઃકુંજમાં રાસલીલા ॥ ૮૦ ॥

શ્રીકૃષ્ણ— ( રોળા )

નંદ ગોપનો તનય, કયાં હું, વૃષભાનુ દુલારી
કયાં રાધા દધિ દૂધ, છાશ વિક્રય કરનારી ॥
થયાં સર્વ સુખપાત્ર આપની કરૂણા દ્વારા
માયેશ્વરતા વળી પામિયાં ઇષ્ટ! અમારા ॥ ૮૧ ॥

[ આમ બોલી પ્રણામ કરે છે ]

શ્રીશંકર— [ દ્રુતવિલંબિત ]

ઘણું થયું રસસાગર! રાધિકાહૃદયનાગર! તુષ્ટ થયો મને ॥
વચનની રચના થકી તો જગતત્રય બને વશ શું કહું આપને ॥૮૨॥

[ શિખરીણી ]

તમારી માયાએ યમ ધનદને ઇંદ્ર વરૂણ
વિરંચી જેવાને પણ જડ બનાવી સકરૂણ ॥
નથી કોને બ્રહ્માત્ પરવશ કરી મોહિત કર્યા ?
તમારા તત્ત્વજ્ઞો કદિ પણ જરાયે નથી ડર્યા ॥ ૮૩ ॥

[ શાલિની ]

હું જાણું છું તત્ત્વ છે જે તમારું,
જાણો છો શ્રીકૃષ્ણ જે તત્ત્વ મારું ॥
વારે વારે શું વિશેષે કહું હું,
છું હું તે તો આપ, છું આપ તે હું ॥ ૮૪ ॥

[ દ્રુતવિલંબિત ]

ગઇ ઉપાસ્ય ઉપાસકની યદા
ઉભયના વચમાંથી સદા ભિદા ॥
થઇ પરસ્પર બેયની એકતા.
પછી ઉપાસનની રહી કયાં કથા ॥ ૮૫ ॥

તદપિ જે પ્રણયોક્તિ તમે કરો
અબુધ ચિત્ત વિમોહન આચરો ॥
સુજન સંગ્રહ આચરતા હશો
સમજું, અન્ય ન હેતુ હરી કશો ॥ ૮૬ ॥

શ્રીકૃષ્ણ—સત્ય ભગવન્! આપ કહો છો તે સત્યજ છે.

( અનુષ્ટુપ્ )

ઐક્ય છે આપણું નિત્ય, ભેદલેશ કરી પરો ॥
આપણા તત્ત્વનું ઐક્ય જાણે, તત્ત્વજ્ઞ તે ખરો ॥ ૮૭ ॥

મારે જ—

તમારો ભક્ત જે રાખે મારામાં ભક્તિ તે ખરો ॥
તમારો ભક્ત માનીને, અન્યથા કરજો પરો ॥ ૮૮ ॥

એમ મારો બની ભક્ત, તમારી ભક્તિ જે કરે
તેજ મારો ખરો ભક્ત, અન્યથા ભક્ત ના ઠરે ॥ ૮૯ ॥

મારી તો એવી પ્રતિજ્ઞા છે કે—

(હરિગીત)

પામે પરાત્પર ધામ જે નારાયણ સ્મરણી નર ॥
પણ તેનું ત્યાં નથી કામ, જેને પૂજ્ય છે ન મહેશ્વર ॥ ૯૦ ॥

નારદ—શ્રીકૃષ્ણચંદ્ર ! આપની આ ઉક્તિ યથાર્થજ છે.

(સોરઠા)

પામર નરનો દ્વેષ, કરે ન પામે શ્રેય નર ॥
કરિ હરિહરનો દ્વેષ, કેમ શ્રેયની આશ ધર ॥ ૯૧ ॥

શ્રીકૃષ્ણ— (વસંતતિલકા)

છે ઐક્ય આપણું મહેશ્વર ! વસ્તુતાયે
તેમાં જણાય નહિં સંશય તો જરાયે ॥
મારૂં તથાપિ મન શૈલસુતાસહાય !
નૈસર્ગભક્તિવશ આપ વિષેજ થાય ॥ ૯૨ ॥

(આર્યા)

લીલા વિગ્રહધારણ,ના કારણમાંય મુખ્ય હેતુ ગણું ॥
શિવપદભજનવ્યસન, સ્વયં છતાં નિત્યમુક્ત, કહું શું ઘણું ॥૯૩॥

અને તેથી જ્યાં સુધી લીલાવિગ્રહ ધારણ કરાય ત્યાં સુધી મારો તો એજ અભિલાષ રહે છે જે

(પુષ્પિતાગ્રા)

પ્રતિજનન ઉમાસહાયસેવા વિણ દિન એક ન જાય, એજ હેવા ॥
ક્ષણ પળ ઘડી વીતશો ન એવી, શિવપદસંસ્મૃતિહીન હોય તેવી ॥૯૪॥

બીજું તો શું— (નારાચ)

વિશ્વવંદ્યનું વદ જે ઉદાર છે સદા
ચિત્તમાં સ્ફુરો મને અપૂર્વ તેજ સર્વદા ॥

ધારી જટાજૂટમાં રહ્યું છે જે હમેશ ગંગ
ભાલચંદ્ર નીલકંઠને ઉમાયુતાર્ધઅંગ ॥ ૯૫ ॥

( હરિગીત )

શ્રીશંકર–પ્રતિદિન અમેં પણ કૃષ્ણચંદ્ર સ્વરૂપ ચિંતવિએં નકી
અમ ચિત્તમાં ધરિ ભાવ નિત્ય તમારૂં નિશ્ચલતા થકી ॥
શ્રીરાધિકાલિંગિતનિજાંગ થવાથી દીપે જે વળી
જાણે નવીનપયોદવૃંદ મહીં ચમકતી વીજળી ॥ ૯૬ ॥

વિશેષ શું કહીએં— ( શાર્દૂલવિક્રીડિત )

કાલિંદી તટ ઉપરે કદમને કેળો તણા કુંજમાં
વંશીવાદન છંદમાં વિહરતાં પુષ્પોતણા કુજમાં
જે અન્યોન્ય મુખાવલોકન વિષે સંલગ્નનેત્રદ્વય
રાધામાધવયુગ્મમાં મન અમારાં થાય છે અદ્વય ॥ ૯૭ ॥

શ્રીકૃષ્ણ–સ્વભક્તનું ભક્ત થવું, ભક્તવત્સલ હે શિવ ! ॥
શોભે છે આપને, નિર્મો ભક્તનેંય સદાશિવ ॥ ૯૮ ॥

( પૃથ્વી )

શ્રીશંકર—તમેંજ પુરૂષોત્તમ પ્રણતપાલ છો શ્રી હરિ
પરા પ્રકૃતિ રાધિકા પણ તમારી આ ઇશ્વરી ॥
હું જાણું બધું તેથી આપ ઉપચાર વાકયો તણો
હવે વિનવીં માગું છુ ન ઉપયોગ લેશો ઘણો ॥ ૯૯ ॥

( અનુષ્ટુપ )

માનિએં આમ હોવાથી અમે યુગલરૂપમાં ॥
અવર્ણનીય તેજઃથી રમે એક સ્વરૂપમાં ૧૦૦ ॥

શ્રીકૃષ્ણ–આતો તે ભક્તવાત્સલ્ય, ભક્તાનુગ્રહબોધન ॥
આપમાંજ પરાકાષ્ઠા પામ્યું, અન્યત્ર દુર્લભ ॥ ૧૦૧ ॥

શ્રીશંકર—હવે તો ઉપચાર વચનો બસ રાખશો

(માલિની)

જય જય થાઓ કૃષ્ણ નિત્યેં તમારો
વળી પણ જય પામો રાધિકાના પ્રકારો ॥
સુખ અનુભવ લેજો સંગમાં સપ્રમોદ
પુનરપિ નિરખીશું રાસલીલા વિનોદ ॥ ૧૦૨ ॥

[ આમ કહી શ્રીપાર્વતી તથા શ્રીપરમેશ્વર, નારદ સહિત પુષ્પક વિમાનમાં ચડી નીકળી જાય છે. ]

શ્રીકૃષ્ણ—પ્રિયે ! જોઇ શ્રી મહેશ્વરની મહેશ્વરતા ? જેને લંઇ આપણા જેવા નિજ જનોને પરમેશ્વરતુલ્ય બુદ્ધિથી જુવે છે.

(ઉપેંદ્રવજ્રા)

જગતપિતા જે જગતનું કરે છે
કલ્યાણ, શાંતિ ચિર આયુ દે છે ॥
સંભાળ લેવા જંગની ચરિત્ર,
આવાં કરે નિત્ય મહા પવિત્ર ॥ ૧૦૩ ॥

શ્રીરાધા—પ્રાણનાથ ! એ સર્વ જોયું તેમ અનુભવ્યું, પણ કહો તો ખરા હવે, એ પરમેશ્વરી તથા પરમેશ્વરનાં દર્શન ફરી ક્યારે થાય ? એમના વિયોગથી મારું ચિત્ત અત્યંત હુંવાય છે.

શ્રીકૃષ્ણ—પ્રિયે ! (મંદાક્રાંતા)

કુંજે કુંજે પ્રતિ તરૂ તળે પ્રવર્તાઇં પ્રસંગે
તીરે તીરે તરણિતનયાના તરંગે તરંગે ॥
દેશે દેશે વળી દશ દિશાયેં શિવાર્ધાંગ ધારી
ગંગાધારી નિરખું જગદાનંદકારી, પુરારિ ॥ ૧૦૪ ॥

( વસંતતિલકા )

આ એટલુંજ નહિ કિંતુ હજી વિશેષ,
તે આશુતોષ કરૂણાથી મને અશેષ ॥
ચિત્તે જગત્ શિવશિવામય સર્વ ભાસે
રાધિ ! કહું હું તુજને મનના હુલાસે ॥ ૧૦૫ ॥

ક્યાં શંભુ એ નથી ? કદા નથી ચિત્તદીપ
સર્વત્ર છે વળી સદાય રહે સમીપ ॥
છોડી મહેશ્વર વિયોગ કથા, થવાદો
આનંદમગ્ન મન, ખેદ વૃથા જવા દો ॥ ૧૦૬ ॥

શ્રીરાધા—હૃદયવલ્લભ ! આવી સર્વતઃ પરમશિવદર્શિની દિવ્ય દૃષ્ટિ આપે કેમ મેળવી ?

શ્રીકૃષ્ણ— ( અનુષ્ટુપ્ )

વર્ષ સાઠ સહસ્ત્રે મેં કર્યું તપ હિમાલયે ॥
શંભુની કરૂણાથી આ દિવ્ય દૃષ્ટિ મળી તયે ॥ ૧૦૭ ॥

શ્રીરાધા—ભગવન્! એવી દિવ્ય દૃષ્ટિ તો તમારી કૃપાથી ક્યારે મળે એ ન જાણ્યું જાય -હમણાં તો—

યમુનાતીરે સ્ફટિક-મણિમયલિંગસ્થ પાર્વતીવરને ॥
મારી દૃષ્ટિ જુએ છે, શ્રીરાધામાધવેશ્વરને ॥ ૧૦૮ ॥

શ્રીકૃષ્ણ-દેવિ ! જો એમજ છે તો આપણે શ્રીયમુનામાં સ્નાન કરી શ્રીરાધામાધવેશ્વરનું અર્ચન કરી શ્રીમહેશ્વરી મહેશ્વરના વિયોગથી થતા દુઃખને વીસરિયે, માટે ચાલો આ કદંબવીથીમાં થઇને જઇએ.

[ આમ કહેતા કહેતા શ્રીરાધિકાના હાથમાં હાથ મેળવી નીકળી જાય છે ]
( પ્રવેશ પૂરો થતાં પડદો પડે છે )

## પ્રવેશ બીજો.



( સ્થળ · તપોવન, મૃકંડમુનિનો આશ્રમ )

[ વિશાલાક્ષી સહિત મૃકંડમુનિ પ્રવેશ કરે છે. ]

વિશાલાક્ષી–નાથ ! મારો પુત્ર ઉપનયન સંસ્કાર પામી ગુરુસેવાર્થ ભગવાન્ ઉપમન્યુ મુનિને આશ્રમે ગયો; આજ સુધીમાં તે શું કરે છે ? અને કેમ છ ? તેના સમાચાર સરખાય નથી, તેથી મારું મન ચિન્તામગ્ન રહે છે, અને મને ક્યાંય શાંતિ વળતી નથી.

મૃકંડ–પ્રિયે ! મહેશ્વરનાં મહાપ્રસાદપાત્ર મહામુનિ શ્રીમાન્ ઉપમન્યુના આશ્રમમાં રહેલાની ચિન્તા શી ? જ્યાં—

( શાર્દૂલવિક્રીડિત )

છોડી વૈર પરસ્પર પ્રણયથી સાથે રહે પ્રાણિઓ
જ્યાં નિત્યે વસનારને યમ નહીં બોલે કટુ વાણીઓ ॥
ત્યાં ક્યાંથી ભય પુત્રને ગુરુકૃપાદૃષ્ટિ તણે રક્ષણે
ચિન્તા પુત્રની છાંડી ચિન્તન કરો શ્રીશંભુનું આ ક્ષણે ॥૧॥

વિશાલાક્ષી–પ્રાણનાથ ! (માલિની)

સ્મરણ કરી કરીને શંભુના પાદપદ્મ
મનથી ધરી ધરીને ધારણા શાંતિસદ્મ ॥
વળી સુખથી ચરિત્રો ગાઈને શંભુનાંય
ધરું છું ધીરજ તોયે સ્થૈર્ય ચિત્તે ન થાય ॥ ૨ ॥

( ઇંદ્રવજ્રા )

ફરી ફરીને મન એની એજ, ચિંતા મને થાય વળી સતેજ ॥
સદા શિવારાધનમાં રહે જે, ક્યારે કહો બાલક આવશે એ ॥૩॥

[ નેપથ્ય [પરદાની]-અંદરમાં ]

( શાર્દૂલવિક્રીડિત )

ચિન્તા મા કરશો મૃકંડગૃહિણી ! શ્રીશૈલજાકાંતનો
પામી પૂર્ણ પ્રસાદ પારગત છે જે વેદવેદાંતનો ॥
આ આવ્યો ગુરુયુક્ત પુત્ર સઘળી વિદ્યા ભણીને વળી
માર્કંડેય, લિઓ તમે હૃદયમાં સંતોષ એને મળી ॥ ૪ ॥

વિશાલાક્ષી–અહો!! આ કેણે અમારા કાનમાં અમૃતવૃષ્ટિ કરી ?
[ આમ બોલી ચારેકોર જુએ છે. ]

મૃકંડ—[ સંભ્રમયુક્ત ] પ્રિયે પ્રિયે! પાદ્ય પાદ્ય અર્ધ્ય, બધું સત્વર લાવો આ તો મુનિ ઉપમન્યુ આ આશ્રમભૂમિને પવિત્ર કરવા પધાર્યા; આજ તો સુવર્ણ સૂર્યોદય મનાય. [આમ બોલતા ઉઠીને સામા જાય છે. ]

[ મુનિ ઉપમન્યુ માર્કંડેય સહિત પ્રવેશ કરે છે. મૃકંડમુનિ ઉપમન્યુનું પાદ્ય-અર્ઘાદિ પૂજન કરી આસન ઉપર બેસાડી સામા ઉભી ]

ભગવન્! ઉપમન્યો! ( શાર્દૂલવિક્રીડિત )

આજે ધન્ય ગણું મુને! દિવસને આ ધન્ય વેળા મળી
માનું ધન્ય મને અને ગૃહિણીને ને અન્ય વન્યો વળી ॥
પામ્યા આજ અનંત તૃપ્તિ પિતરો મારા, ફળ્યાં સંચિત
પુણ્યો, આપ કૃપા કરી પદ ધર્યાં આ આશ્રમે નિશ્ચિત ॥૫॥

ઉપમન્યુ– [ દ્રુતવિલંબિત ]

મુનિમૃકંડ કરો બહુ આ સમે, ન ઉપચાર મને, નહિ એ ગમે ॥
સ્વજનને ઉપચાર કર્યાં થકી, સમજશે પરકીયપણું નકી ॥૬॥

મૃકંડ—ભગવન્! આ અમારી ઉપચારવાણી ન ગણશો,-આ તો પરમપરિતોષરૂપ અમૃતના ઉદ્ગાર છે.

ઉપમન્યુ-[ માર્કંડેય પ્રતિ ] ( અનુષ્ટુપ્ )

વત્સ! આ માન્ય માતાને, પિતાને નમ્ર ભાવથી ॥
કરો પ્રણામ પ્રેમથી, માર્કંડેય! મહામતિ! ॥ ૭ ॥

માર્કંડેય-જેવી ગુરૂચરણની આજ્ઞા [ આમ બોલી ઉભા થઈને ]

દયામૃતમયી માતા! પિતા! પ્રણતપાલક! ॥
અભિવંદું વિનયથી હું માર્કંડેય બાલક ॥ ૮ ॥

માતાપિતા-વત્સ! સાંબશિવાર્ચાથી, અમંગલ વિરામજો ॥
ગુરૂશ્રીની કૃપાદ્રષ્ટિ, વડે આનંદ પામજો ॥ ૯ ॥

( દ્રુતવિલંબિત )

ઉપમન્યુ-અયિ મૃકંડ! વિશેષ હું શું કહું,
શિવદયાર્થી મહાત્મ્યદથી બહુ ॥
તનય આ નિગમાગમવિત્ થયો
વિનયવાન્ પરમસ્થિતિ પામિયો ॥ ૧૦ ॥

મૃકંડ—એ બધો આપ સદ્ગુરૂકરૂણાવલોકનનોજ પ્રભાવ છે.

( અનુષ્ટુપ્ )

ઉપમન્યુ-સર્વ વિદ્યેશ્વર-શ્રીમન્મહેશ્વર દયા થકી ॥
થયો એકશ્રુતિધર, તમારો પુત્ર આ નકી ॥ ૧૧ ॥

બાળક છતાં આનું કવિત્વ તો ભગવાન્ વેદવ્યાસ જેવું ભાસે છે.

મૃકંડ— ( દ્રુતવિલંબિત )

કવિપણું શ્રુતધારિપણું, ગણું, નિગમ આગમ આદિ ભણ્યો ઘણું ॥
સફળ દુર્લભ હોય નહિ, મળે-ગુરુકૃપા-અવલોકન જો પળે ॥૧૨॥

( અનુષ્ટુપ્ )

માનું કૃતાર્થ આજે આ, પુત્રને ભાગ્યવાન ખરો ॥
જેની આપ સમા આમ, પ્રશંસા ગુરૂઓ કરો ॥ ૧૩ ॥

( હરિગીત )

ઉપમન્યુ–હે મૃકંડમુને! તમારા પુત્ર માર્કંડેયને
માટે ભલામણ આપવાની દંપતી તમ બેયને ॥ ૧૪ ॥

શંકાશતાકુલ ચિત્તથી ભાંખ્યું મને જે તે સુણો
નિત્યે કરે સેવન અને જપ દેવ મૃત્યુંજય તણો ॥ ૧૫ ॥

જે આધિવ્યાધિ વિનાશ કરવાનો પરમ ઉપાય છે
મારા હૃદયની પ્રેરણાથી આ બધું કહેવાય છે ॥ ૧૬ ॥

મૃકંડ—ભગવન્! આ સઘળો વાત્સલ્યસાગરતુલ્ય આપ પૂજ્ય સદ્‌ગુરૂનો શિષ્યવાત્સલ્યમહિમા છે.

( ગીતિ )

સદ્‌ગુરૂનો શિષ્યોમાં, જે વાત્સલ્ય પ્રભાવ દેખાય ॥
જન્મદ માતપિતાના, પણ હૃદયોમાં ન તેવું પેખાય ॥૧૭॥

આપના જેવા ધર્મપિતાઓ પોતાના ધર્મપુત્રોમાં ઔરસપુત્રનિર્વિશેષ પ્રેમ પ્રસારનારા હોય, એ પ્રસિદ્ધ વાર્તા આજે સાક્ષાત્ અનુભવાય છે. ત્યારે હવે હમણાંજ શ્રીમહામૃત્યુંજય મંત્રના ઉપદેશનો અનુગ્રહ આપ કરો, એવી મારી અભ્યર્થના છે.

ઉપમન્યુ-જો એમજ તમારી અનુમતિ છે તો હું તો મંત્રચિંતામણિનો ઉપદેશ આપવા તત્પરજ છું. ( માર્કંડેય પ્રતિ ) વત્સ માર્કંડેય! ઉઠો, ચાલો મારી સાથે શ્રીકાવેરી તીરે શ્રીચંદ્રશેખરમંદિરે, ત્યાં તને શ્રીમહામૃત્યુંજયમંત્રનો ઉપદેશ કરાશે.

માર્કંડેય-જેવી ગુરૂશ્રીની આજ્ઞા. આમથી પધારો, (બન્ને સાથે નીકળી જાય છે.)

મૂકંડ—પ્રિયે ! આજ તારો પુત્ર ચિરંજીવી થયો સમજી લેજે.

વિશાલાક્ષી-કેમ? પ્રાણનાથ! (શાર્દૂલવિક્રીડિત)

મૂકંડ—આધિવ્યાધિ નિવારવા સ્વજનનાં સંકષ્ટ સંહારવા
જે મૃત્યુંજય શક્ત છે ભય મહામૃત્યુ તણો ટાળવા ॥
તેનો મંત્ર સદાય મૃત્યુહર છે, મંત્રોપદેષ્ટા વળી
જેને બાલપણેજ ઉગ્રતપથી શંભુપ્રસાદી મળી ॥ ૧૮ ॥

એવા શ્રીઉપમન્યુ સદ્‌ગુરૂ દયાસિંધુ મળ્યા જે ઘડી
સામગ્રી સઘળી કહું શું તુજને સદ્‌ભાગ્યયોગે જડી ॥
આવો યોગ મળે ન અન્ય જનને તેથીજ મારે મને
ભાસે છે ચિરજીવિતા તનયની નિશ્ચે કહું છું તને ॥૧૯॥ (યુગ્મ)

વિશાલાક્ષી-નાથ! (લાવણીચાલ)

"સદ્‌ગુણસાગર સોળ વર્ષના આયુષવાળો સુત થાશે
નીતિમાન્ સર્વજ્ઞ થશે ને પરમેશ્વરના ગુણ ગાશે"

આ નારદે કહેલ વચન યાદ આવે છે તેથી મારૂં મન ધૈર્ય ધારી નથી શકતું.

મૂકંડ—ભીરૂ! એ વાત સાચી, પણ તને ખબર છે?

અલ્પાયુષ પણ કલ્પાયુષ થઈ, ગયા સેંકડો આ જગમાં
મૃત્યુંજય આરાધનથી, તું ચિંતા શીદ કરે મનમાં ॥૨૦॥

વિશાલાક્ષી—નાથ ! હું તો આપના વચનથી નિશ્ચિંતજ છું તથાપિ—

કયાં તપ, કયાં એ શરીર, કયાં એ વયને આયુષ પણ અલ્પ
કયાં મહેશની કૃપાપાત્રતા મેળવવાનો સંકલ્પ ॥ ૨૧ ॥

આ સઘળું જોતાં ભાસે છે દુર્લભ એ મારે મનતો.
કર્યોયે બાલક રક્ષા માટે પ્રયત્ન આપણુ પણુ બનતો ॥ ૨૨ ॥

મૃકંડ—

ઉપેન્દ્રવજ્રા

ઉપાસિયે ત્ર્યંબક પુષ્ટિવર્ધન,
સુગન્ધિ મૃત્યુંજય મૃત્યુમર્દન ॥
અલ્પાયુની જે કરૂણા કરી ઘણી.
રક્ષા કરે મૃત્યુથી આશ્રિતો તણી ॥ ૨૩ ॥

ત્યારે ચાલો આપણે શિવપૂજન શાળામાં જઈએ.

વિશાલાક્ષી—જેવી પ્રાણનાથની આજ્ઞા.

[ આમ બોલતી પતિ સહિત નીકળી જાય છે. ]

## પ્રવેશ ત્રીજો.



સ્થળ મૃકંડ મુનિના આશ્રમનો બગીચો.

[ કુલપતિ મૃકંડની દાસી ગંગા પ્રવેશ કરે છે અને સામેથી ગોદાવરી પ્રવેશ કરે છે. ]

ગંગા— ( લાવણીચાલ )

અજીગર્ત્ત બ્રાહ્મણે પુત્ર પશુ કરવા દીધો નૃપ વરને
ધનલોભે તેથી માનું છું નિર્દય હૃદય મહીસુરને ॥ ૨૪ ॥
જેને નિજ બાલકમાં પણ નહિં દયા લેશ કદિયે આવે
તેવા અન્યતણાં બાળકમાં કરૂણા કેમ કહો લાવે ? ॥ ૨૫ ॥

ગોદાવરી—ગંગા કેમ પ્રલાપ કરે છે ? સૂતી છે કે જાગે છે ?
ગંગા—નથી સૂતી નથી પ્રલાપ કરતી, શું તું કહેવા માગે છે ? ॥ ૨૬ ॥

ગોદાવરી-મુનિજનના પરિચારક થઇને આવું બોલો સાહેલી !
પણ પૂછું છું તુજને આજે થઇ છકેલી કે ઘેલી ? ॥ ૨૭ ॥

ગંગા—વાહ રે બેન ! શું મને તરછોડવાજ આવ્યાં છો ?

ગોદાવરી—દયામય હૃદય વાળા સકળ વિશ્વંભરના ગુરૂ બ્રાહ્મણોને નિ:શંકપણે નિર્દય કહે છે તેથીજ તને છકેલી અથવા ઘેલી માનું છું.

ગંગા—ઠીક ત્યારે છકેલીયે નહિં અને ઘેલીયે નહિં એવી તું જ બ્રાહ્મણોનું દયાળુ પણું દેખાડ.

ગોદાવરી— ( ચાલલાવણી )

કોણ કોણ બ્રાહ્મણ વચને
સંસારપારને નથી પામ્યા ? ॥
કેનાં કેનાં બ્રાહ્મણ વચને
અસહ્ય દુઃખો નથી વામ્યાં ? ॥ ૨૮ ॥

જે જે પહોંચ્યા બ્રહ્મલોક વૈકુંઠ ધામ કે કૈલાસે ॥
તે તમામ બ્રાહ્મણવચનોથી નિશ્ચે એમ મને ભાસે ॥ ૨૯ ॥

એવાં વચનો નિર્દયમુખથી ક્યાંય નીકળી શકે ખરાં ?
માટે તારાં વચનો માનું બ્રાહ્મણનિંદારૂપ નરાં ॥ ૩૦ ॥

વધારે તો શું કહું— (વસંતતિલકા)

જ્યાં ક્યાંય અભ્યુદય વૈભવ કીર્ત્તિ દેખો
લક્ષ્મી તથા સુખ સુપુત્ર સમૃદ્ધિ પેખો ॥
ત્યાં જાણજો સકળ સંપદનું નિદાન
એ બ્રાહ્મણોનું કરૂણાયુત દૃષ્ટિદાન ॥ ૩૧ ॥

(શાર્દૂલવિક્રીડિત)

કોયે સાગરપાન અંજલિમહીં ઘાલી કર્યું છે કદા
ઉઠી મુક્તિપુરી સુવિંધ્યગિરિને નીચોજ રાખ્યો સદા ॥
રક્ષી ઈંદ્રતણી પ્રિયા નહુષને સર્પત્વ આપી કરી
છે કો ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર જગમાં જાગ્યો કહેતો ખરી ॥૩૨॥

(વસંતતિલકા)

એવા પ્રભાવયુત વિપ્ર દયાનિધાન
તેને વદે તું અતિનિર્દય ભૂલી ભાન ॥
તેથીજ માત્ર મુજને નહિં કિંતુ ભાંસે
ઉન્મત્ત સર્વજનને, નથી કે'તી વાંસે ॥ ૩૩ ॥

ગંગા—ગોદાવરિ ! ત્યારે તો અજીગર્ત્તે પોતાનો પુત્ર શુનઃશેપ પરમ દયાથી સ્વર્ગપદ પામવાને પોતાની મરજી પ્રમાણે પુષ્કળ દ્રવ્ય લઇને રાજકુમાર રોહિતને બદલે પશુ તરીકે આપ્યો, એમ તારા જેવી અક્કલજડ માનવા તૈયાર થાય.

ગોદાવરી—અરે મૂર્ખ ! એ પ્રાચીન જનોનાં ચરિત્રનો વિચારેજ'મ' કરાય, અને કદાચ તેવો એકાદ જન નિર્દય થયો તેથી શું આખી બ્રાહ્મણજાતિ નિર્દય કહી શકાય ?

ગંગા—અરે મૂર્ખતમ ! હમણાંજ હાલના આપણા કુલપતિનું નિર્દય તમ ચરિત તને કહીશ જે સાંભળીને તું ટાઢી બોળ અને નિરૂત્તર બની જઈશ.

ગોદાવરી—કહેને, સાંભળવાને હું સાવધાનજ છું; પણ તારી આવી સૂક્ષ્મદર્શિની બુદ્ધિને ધન્ય છે કે જે, બાલપણથી આજ પર્યંત પરિચિત ભગવાન્ કુલપતિને પણ નિર્દય માનવા તૈયાર થઈ.

ગંગા—મારાં વચન સાંભળ્યાં પછી તારી પણ બુદ્ધિ એવીજ થઈ જશે.

ગોદાવરી—ગંગા ! હું ગંગા નથી તેમ મારો ગુરૂ ગામ ગયો નથી કે હું એમ માનું; પણ હવે તારે જે કહેવું હોય તે કહી નાખ.

ગંગા—તું તો જાણતીજ હઈશ કે-ભગવાન્ કુલપતિ તથા તેનાં ધર્મપત્નીએ ત્રણ ત્રણ વર્ષ સૂધી દુષ્કર તપ કરીને પ્રસન્ન કરેલા પરમેશ્વર પાસેથી માંડ એક પુત્રરત્ન મેળવ્યું.

ગોદાવરી—એમાં શો સંદેહ ?

ગંગા—જન્મથી આઠમે વર્ષેજ ઉપનયન કરી હજી, જેને દિશા દેશ કે કાળનુંયે ભાન નથી; હજી તો માનું ધાવણ જેના મોઢામાં ગણાય એવા એકના એક પુત્રને ગુરૂકુલ સેવવા અતિ દૂર દેશમાં મોકલ્યો; કહે કે કોણ બીજો સદય હૃદયવાળો આટલી અવસ્થાના એ મહોટાપરિશ્રમે મેળવેલા પુત્રરત્નને તૃણ જેવો ગણી આપણી નિર્દયતર હૃદયવાળા કુલપતિ વિના તજી દીયે ?

ગોદાવરી—અરે મૂર્ખિ! એતો એઓનો કુલધર્મ છે. ભલેને પ્રાણ જાય તોપણ એવા ધર્મધુરંધર પોતાના કુલધર્મનું ઉલ્લંઘન કરે શું?

ગંગા—સાંભળ સાંભળ; કુલધર્મનું ઉલ્લંઘન કુલપતિ ભલે ન કરે પણ સાત વર્ષ સુધી ગુરૂકુલ સેવી સેવીને નિષ્કપટ અંતઃકરણ-વાળો—ભણવાનું સકળ ભણીને તથા જાણવાનું અખિલ જાણીને ગુરૂની સાથે હજી હમણાંજ પોતાને ઘેરે આવ્યો ત્યાં તો તેજ ક્ષણે પાછો ગુરૂની સાથે કંઇક એકાંતમાં વિચાર કરીને તરતજ કાવેરીતીર તરફ મોકલ્યો. અહીંથી સીધાવ્યાં તેને બાર માસ વીતી ગયા તો પણ કુલપતિ જરાય ચિંતા નથી કરતા કે નથી તેની પત્નીના મનમાં પણ પુત્રરત્નની લેશ ચિંતા થતી; હવે કહે કે આથી વધીને બ્રાહ્મણોનું નિર્દયપણાનું ઉદાહરણ કેવું થાય તે તુંજ કહી દેખાડ.

ગોદાવરી—ગંગા! તારી બુદ્ધિ કરતાં ભગવાન્ કુલપતિની બુદ્ધિ તો પરાર્દ્ધ ગણી અધિક છે એમાં તો કંશો સંશય નહિં; ત્યારે જે જે કામ કુલપતિ કરે છે તે તે બાલકના હિતને માટેજ હોય એમ માનવું. એટલે હવે તું વ્યર્થ ખેદ કર માં, તેમ આવી રીતે પ્રલાપ ઉચ્ચારણ કરવાનું પણ છોડી દે. વિચાર કર કે કદાચ આ તારાં વચનો કુલપતિના અથવા એમનાં ધર્મપત્નીના કાન સુધી પહોંચે તો તેમને કેવું દુઃખ થાય—માટે ચુપ થઈને શિવપૂજન પૂરતાં પુષ્પો વીણીને મારી સાથે ચાલ, આપણે બીજે સ્થળે જઈએ; કારણ કે—અહીં હમણાંજ ધર્મપત્ની સહિત ભગવાન્ કુલપતિ પધારશે.

ગંગા—અજાણ્યે મેં જે પ્રલાપ કરાઈ ગયો તે ક્ષમા કર.

[ આમ કહી ગોદાવરી સહિત નીકળી જાય છે ]

## પ્રવેશ ચોથો.

સ્થળ મૃકંડ મુનિનો આશ્રમ.

[ સતી વિશાલાક્ષી સહિત મૃકંડ મુનિ પ્રવેશ કરે છે ]

વિશાલાક્ષી—પ્રાણનાથ! આજ તો મેં કંઈ દુઃસ્વપ્ન દીઠું.

મૃકંડ—શું દીઠું?

વિશાલાક્ષી—શ્રીચંદ્રશેખર મંદિરમાં શ્રીચંદ્રશેખરને પૂજીને ધ્યાનલીન થયેલા આપણા પુત્ર માર્કંડેયને, વિવિધ આયુધ ધારણ કરી ઘણા યમ કિંકર જેવા 'હણો હણો આ માર્કંડેયને!' એમ બોલતા બોલતા મારવા મંડ્યા.

મૃકંડ—પ્રિયે! આપણા પોતાના સંકલ્પબીજ સ્વપ્નમાં આવે છે આ વાત તો તમે પણ જાણતાંજ હશો તો પછી વ્યર્થ મોહ કેમ પામો છો? તમારા જેવી આર્ય કુલની કામિનીઓએ વિપત્તિ વેળાએ તો ધૈર્યજ ધારણ કરવું જોઈએ.

વિશાલાક્ષી—જાણું છું નાથ! બધુંય જાણું છું તથાપિ સત્પુત્રરત્ન નાશની શંકાથી આકુલ બનેલી મારી હૃદયભૂમિકામાં ધૈર્ય સ્થિર નથી રહેતું.

મૃકંડ— (વસંતતિલકા)

શ્રીચંદ્રશેખર મહેશ સમીપ જેને,  
નિત્યે શિવાર્ચન પરાયણ હોય તેને ॥  
કોયે પ્રહાર કરવા ન થશે સમર્થ  
ચિંતા જરાય કરવી નહિ દેવિ! વ્યર્થ ॥ ૩૪ ॥

વિશાલાક્ષી—પ્રાણનાથ! યદ્યપિ આપનો નિશ્ચય સત્ય છે તથાપિ દુઃસ્વપ્નના દુઃખથી બળતા મારા મનને પુત્રમુખદર્શન વિના શાંતિ નહિ વળે અને મારા હૃદયનો કંપારો દૂર નહિ થાય માટે કૃપાસાગર! આપ કૃપા કરી મને મારા પુત્રની સમીપે લઈ જશો એવી મારી નમ્ર અભ્યર્થના છે.

મૂકુંદ—[ સ્વગત ] અરે આનો પુત્રની અકુશલતા સંબંધી ચિન્તાનો ભાર અતિશય થયો: એમ થવું યોગ્ય પણ છે, કેમકે સુહૃદ્વર્ગનાં હૃદયો ઘણે ભાગે અકુશલ શંકાઓથી આકુલજ રહ્યા કરે. [ પ્રકાશ ] પ્રિયે! જો એમજ તારો નિશ્ચય છે તો હમણાંજ આપણે શ્રીચંદ્રશેખર સમીપે જઇએં.

વિશાલાક્ષી—મહાન્ અનુગ્રહ કર્યો. આમ થઇને ચાલો.

[ આમ બોલી બન્ને નીકળી જાય છે ]



## પ્રવેશ પાંચમો.

[ આધિઓ તથા વ્યાધિઓ પ્રવેશ કરે છે ]

મનસ્તાપ—મારા પ્રિય મિત્રો જરા વિસામો લ્યો, એ મંદિર હજી દૂર છે. તે શિવના ગણ ત્યાંથી પાછા વળ્યા.

જ્વરઃ—[ પાછું વાળી જોઇને ] સાચું મિત્ર! સાચું, અહિં કોઇ શિવગણ દેખાતો નથી, તેમ ચંદ્રશેખર મંદિરનો ધ્વજ પણ નજરે પડતો નથી, તો અહિં જરા વિસામો લઇને પછી ધારેલા પ્રદેશમાં જઇ પહોંચશું.

હતકંપ:—[ સભય ] નહિ નહિ ભાઇઓ ! અહીં એક ક્ષણ પણ ઠેરવા જેવું નથી, ક્રુદ્ધ થયેલા શિવગણ હમણાં અહીં આવશે અને આપણ સર્વેને મારશે માટે અહીંથી અતિ દૂર જઇને વિસામો લેવો એમ મારૂં મત છે.

અતિસાર–હતકંપ બરાબર બોલ્યો; મારી પણ મતિ એની મતિને અનુસરે છે.

ક્રોધ—આ હતકંપ તો બીકણમાંય અતિ બીકણ દીસે છે. એને તો તણખલું હલે ત્યાંય શિવગણની શંકા થાય છે. ગઇકાલ સાંયકાળથી પલાયન કરતાં કરતાં ક્યાંય આપણને એક નિમેશમાત્ર પણ વિસામો મળ્યો નથી માટે અહીંજ વિસામો ખાઇને જઇશું.

કામ:—ભલે તેમજ કરવું.

સંગ્રહણી—કામે બરાબર કહ્યું તેમજ કરવું.

સર્વે—જો એમજ સહુનું સંમત છે તો આ ઉંબરાના ઝાડ તળે બેસી આ નદીના તરંગોના સંગથી શીતલ થયેલા વાયુના સ્પર્શ સુખનો અનુભવ લઇએં. [આમ બોલી બધા બેસી જાય છે]

ભય—સકળ લોકને ભય આપનાર ભયને પણ અન્યથી ભય લાગતું હશે એતો આજે પેહેલુંજ જાણ્યું. અરે મારા ભાઇઓ ! આપણે પ્રથમ જ્યારે દૂરથી નિહાળીને જોયું ત્યારે તો તે શિવલિંગ સમીપે માત્ર ધ્યાન–નિમીલિત–લોચન એ મુનિબાળકજ દીઠા હતો, બીજો કોઇ મુનિ કે મનુષ્ય દીઠો નથી તેમ કોઇ શિવગણ પણ નજરે ચડતો નહોતો.

પાંડુ—એમજ આપણે તો નિર્મક્ષિક જાણીનેજ પ્રભુ-નિદેશ પ્રમાણે મુનિબાળકને પ્રહાર કરવાનું આરંભ્યું.

રાજયક્ષ્મા—મારા મિત્રો! આપણે જેવાં અસ્ત્રશસ્ત્ર ઉગામ્યાં તેટલી વારમાં તો જાણે શું આકાશમાંથી ઊતર્યાં? કે પાતાળમાંથી ઉભરાણા? કે દશે દિશાઓમાંથી આવી પડયા? અથવા તો તેજોમય એ શિવલિંગમાંથીજ નીકળ્યા? જાણ્યામાં ન આવ્યું પણ એ સેંકડો અને હજારો શિવગણ હાથમાં વિવિધાયુધ ધારણ કરી ઉલટા આપણને પીડવા મંડયા; જેના પ્રહારોથી આપણે આ ટાણે આવી દશાને અનુભવીએ છઈએં.

જ્વર:—ભાઈઓ! આપણે પહેલેથીજ જાણતા હતા કે કૃપામૃતપૂર્ણહૃદય શ્રીપાર્વતીહૃદયવલ્લભ ક્ષણલવનિમેષોન્મેષાર્ધમાત્રમાં કોટિબ્રહ્માંડનિર્માણ સમર્થ શકિતને ધારણ કરે છે તેને સ્વભકત રક્ષણાર્થે પોતાના ગણ પ્રકટાવવા એ કંઈ આશ્ચર્યકર ન કહેવાય.

રાજયક્ષ્મા—સખે જ્વર! તે કહ્યું તો યુકતજ પરંતુ સર્વજ્ઞ અને સર્વશકિતમાન્ શ્રીસાંબ સદાશિવની આવી ભકતવત્સલતાજ મને તો આ આશ્ચર્યનિમગ્ન કરી નાખે છે.

જ્વર:—એમાં શો સંદેહ? પરમશિવની ભકતવત્સલતા તો પરમશિવના જેવીજ ગણો.

(દક્ષિણી દિંડી)

ધન્ય ધન્ય છે પવિત્ર એજ માત,
ધન્ય ધન્ય પુણ્યવાન્ એજ તાત ॥

---

૧ માંખીપો પણ ન ઉડતી હોય તેવો અવસર.

જેના પુત્રના હુમેશ રક્ષણાર્થ,
સ્વયં શંભુ સાક્ષાત્ રહે આર્થ ॥ ૩૫ ॥

[ નેપથ્ય-પરદાની અંદર-માં ]

( શાર્દૂલવિક્રીડીત )

તે કલ્યાણ કરો અમારૂં ગિરિજાપ્રાણેશ શંભુ સદા
ભકતાભીષ્ટદ ભકતવત્સલ દયાના સિંધુ જે સર્વદા ॥
જેના લેશકૃપાવલોકન થકી આ વિશ્વ દેખાય છે
નિત્યાનંદનિમગ્ન, જે જગતનાં માતા પિતા થાય છે ॥ ૩૬ ॥

વળી પણ ( વસંત )

જે પામિયાં તપ કરી પરભકિતયુકત
સ્વામી સદાશિવ મહેશ્વર નિત્યમુકત ॥
તે પાર્વતી પણ થજો અમને સદૈવ
શ્રેયસ્કરી દુરિતનાશકરી તથૈવ ॥ ૩૭ ॥

હતકેપ—[ સભય ઉઠીને ] અરે ભાઇઓ! ઉઠો ઉઠો ઉતાવળા ઉતાવળા પલાયન કરો, અહીં પણ કોઈ મહામાહેશ્વર આવ્યો, એ આપણને મારશે.

[ સર્વે આશંકાયુકત થઈ આમ તેમ જોવા માંડે છે ]

[ સતી વિશાલાક્ષી તથા મુનિ મૃકંડ પ્રવેશ કરે છે ]

( શાર્દૂલવિક્રીડિત )

દંપતી—શંભો ! શંકર ! ચંદ્રશેખર ! મહાદેવ ! પ્રભો ! ઈશ્વર !
હે મૃત્યુંજય ! શૈલજાર્ધધર ! હે શ્રીરાજરાજેશ્વર ! ॥

સર્વે દુઃખ હરી સમસ્ત જનનાં પીયૂષવૃષ્ટિસમી—
દૃષ્ટિથી કરજો હમેશ પરમાનંદી તથા વિક્રમી ॥ ૩૮ ॥

રાજયક્ષ્મા—સખે! હૃત્કંપ! જરાય બીશમાં; આ તો જેનાં દર્શનથી પવિત્ર થઈએં એવાં મહામાહેશ્વર કોઈ મુનિદંપતી સ્નેહશીતલ દૃષ્ટિથી આપણ સર્વેને શીતલતા આપે છે તેથી જાણે માન્ય માતાપિતા હોય ને તેવાં આ બન્ને આપણને વિશ્વાસ યોગ્ય ભાસે છે; તો ઉઠો આપણે તેમને પ્રણામ કરીએ.

સર્વે—જેવી મહારાજની આજ્ઞા.

[ આમ બોલી આધિ તથા વ્યાધિ સર્વે પ્રણામ કરે છે ]

દંપતી— ( અનુષ્ટુપ્ )

હે વત્સો! તમ સર્વેને સદાશિવપદાશ્રયા ॥
ફરી ફરીને મળજો કલ્યાણોની પરંપરા ॥ ૩૯ ॥

હૃત્કંપ—[ જરાધ્રૂજતો ] મહારાજ! જો કે આ દંપતી આપણને જરાય શંકા યોગ્ય નથી જણાતાં તથાપિ મહેશ્વર ભક્તની સમીપે બેસવું એજ આપણનું શ્રેયસ્કર ન ગણાય, એણે તો આપણના સામુ કૃપા પૂર્વક જોયું તોપણ સ્વયં આપણે ઝંખવાઈએ છીએ તો અહીંથી ખસી જવું એજ આપણ સર્વેનું શ્રેયસ્કર મને લાગે છે. પછી તો જેવી મહારાજની મરજી.

મૃકંડ— ( શાર્દૂલવિક્રીડિત )

હે પુત્રો! ભય રાખશો નહિ કશો અત્રે ન કોઈ જણ
શંકાપાત્ર તથા ભયંકર મહાપાપી અમાપી પણ ॥

કાયાથી મનથી તથા વચનથી હું સર્વભાવે કરી
અર્પી પ્રાણિસમસ્તને અભય આ બેઠો નિરાંતે હરિ ॥ ૪૦ ॥

સર્વ આધિઓ તથા વ્યાધિઓ એક સાથે—[ પ્રણામ પૂર્વક ] ભગવન્ ! આપ કહો છો તે એમજ છે. ચંદ્રમામાં ઉષ્ણતાનો સંભવ કેવો?

વિશાલાક્ષી–પ્રાણનાથ ! આ બધા જાણે મેં સ્વપ્નમાં દીઠા હતા તેજ હોય એવા જણાય છે. જો આપની આજ્ઞા હોય તો કંઈ પૂછું.

મૂકંડ—પ્રિયે ! ચિત્ત શાંત રાખીને પ્રશ્ન કરવામાં કશું દૂષણ મને નથી લાગતું, ભલે સુખેથી પૂછો.

વિશાલાક્ષી–જેવી દેવની આજ્ઞા. [ આટલું બોલી સર્વ આધિ વગેરેને પૂછે છે ]

( લાવણી ચાલ )

તમેં કોણ ? ક્યાંથી આવ્યા છો ? કેમ મ્લાનમુખ થઈ રહ્યા?
શું તમને છે દુઃખ આવિયું ? જેને લઈ ભયભીત થયા ॥
વ્યગ્ર કેમ લાગો છો ? દહેં છિન્નભિન્ન છે અંગ કિયો
કુશળ સર્વનું કરે પરેશ્વર ક્ષણ અત્રે વિશ્રામ લિયો ॥૪૧॥

સર્વ આધિ વ્યાધિઓ—[ સાથેજ ] ( શાર્દૂલવિક્રીડિત )

આધિ વ્યાધિ ગણો અમે યમ મહારાજા તણા કિંકર
લોકોને હણવા બધે વિચરિયે આજ્ઞા ગ્રહી સત્વર ॥
આવ્યા આજજ ચંદ્રશેખરવને તેનીજ આજ્ઞા લઈ
માર્કંડેયમુનીંદ્રનેજ હણવા વેળા ઘણી છે ગઈ ॥ ૪૨ ॥

વિશાલાક્ષી—[ સ્વગત ] અરે !! આ એજ સ્વપ્નવૃત્તાંત, હવે આથી વધારે શું સંભળાવશે ? અથવા પ્રાણનાથની આજ્ઞાનુસાર ધૈર્ય

ધારીને બધુંય સાંભળવું. [પ્રકાશ] પુત્રો! તમેં તો તમારા પ્રભુની આજ્ઞાને આધીન રહ્યા એટલે એમાં તમારો શો અપરાધ? પછી શું થયું?

વ્યાધ્યાદિક—માત:! (અનુષ્ટુપ્)

'શિવનિર્માલ્ય જલથી અંગ માર્જન જે કરે ॥
આધિઓ તેનાં નાશે છે વ્યાધિઓ પછી શું કરે? ॥

આ બધું અમે જાણીયેં છઈએં તો પણ પ્રભુની આજ્ઞાને આધીન રહીને તેની આજ્ઞા પ્રમાણે કરવા પ્રવૃત્ત થયા.

વિશાલાક્ષી—[સ્વગત] હાય રે!! આ અતિ પ્રબલ આવા હજારો આધિવ્યાધિથી પીડાતા એ મારા પુત્રનું કયાંથી કુશળ હોય.

[આમ બોલતી આંખમાંથી આંસુ સારે છે]

મૃકંડ—પુત્રો! તે પછી શું બન્યું?

વ્યાધ્યાદિક—બીજું શું થાય? (પુષ્પિતાગ્રા)

મન વચન શરીરથી જનોનું,
હિત કરનાર મહાત્મ પૂરૂષોનું ॥
અહિત વિરચવા વિધાન જેનું,
અહિત ઉપસ્થિત થાય છેજ તેનું ॥ ૪૩ ॥

મૃકંડ—જરા સ્ફુટ કરીને તો કહો.

વ્યાધ્યાદિક—જેમ મુનીશ્વરની આજ્ઞાતે પ્રમાણે કહીએં. સાંભળો તાત!

(વસંતતિલકા)

શ્રી ચંદ્રશેખર સમીપ સમાધિ ધારિ,
બેઠેલ બાલ મુનિને હણવાનું ધારી ॥

જ્યાં આવિને હજી જરાક નજીક બેઠા,
ત્યાં તો મહેશ્વર-ગણો ઉભરાઈ ઊઠયા ॥ ૪૪ ॥

મૃકંડ—આશ્ચર્ય થયું. પછી શું બન્યું ?

વ્યાધ્યાદિક— ( ઇંદ્રવજ્રા )

પછી ત્રિશૂલે મુસલે ગદાયે,
દમ્યા અમોને કરિ છિન્નભિન્ન ॥
ભાગ્યા અમે બાલ મુનિ તજીને,
આવ્યા અહીં દુઃખી થઈ અધીન ॥ ૪૫ ॥

( પુષ્પિતાગ્રા )

હજી હૃદય તણો નથી વિરામ્યો,
થર થર કંપ મુનિ-પ્રભાવ-જન્ય ॥
કરવું શું હમણાં કશું ન સૂઝે,
મતિ નથી ચાલતી કોણ ભાવ પૂછે ॥ ૪૬ ॥

( દ્રુતવિલંબિત )

યમ નિદેશ થકી અહિં આવિયા,
નિયત કાર્ય કરી નહીં ફાવિયા ॥
મન કર્યું હણવા મુનિબાલને,
બળી ગયા મુનિ-તેજ વડે બને ॥ ૪૭ ॥

નહિંજ મૃત્યુતણો નહિ કાળનો,
સગડ ક્યાંય મળે ખરી ભાળનો ॥
ભયથી બેય છ પાંચ ગણી ગયા,
પ્રભુતણી નજરેથી પરા થયા ॥ ૪૮ ॥

મૃકંડ—વત્સો! તમેં સઘળા ફરીને પ્રભુ સમીપેજ જાઓ. શા સારૂં આવા શૂન્ય અરણ્યમાં પડયા છો?

વ્યાધ્યાદિક—મુનીશ્વર! અમારાં શસ્ત્ર તથા અસ્ત્રોની શક્તિ આ મુનિ બાલકમાં ન ચાલી શકી એટલે હવે અમેં પ્રભુ સમીપેં જવા તથા અમારાં મલિન મુખ દેખાડવા સમર્થ નથી તેથી અહીંજ પડયા રહેવું ઠીક લાગે છે.

વિશાલાક્ષી—[ કરૂણાયુકત ] વત્સો! ત્યારેં તમારા સ્વામીની પ્રસન્નતા થતાં સૂધી તમેં કયાં નિવાસ કરેશો? મારૂં તો હૃદય ધ્રૂજે છે.

વ્યાધ્યાદિક—[ સ્વગત ] આ માતાની નિષ્કારણ કરૂણા છે, જે પોતેં સકલ લોકને દુઃખ દેનારા આપણે તેના દુઃખથી દુઃખી થાય છે. [ પ્રકાશ ] માતઃ! આપ ચિંતા ના કરો, સંયમિની[1] નગરી સિવાય પણ અમારે રેહેવાનાં અનેક સ્થાનક છે. સાંભળો—

( માલિની )

પરધન હરવામાં જેમનાં નિત્ય ચિત્ત,
પ્રવણતર રહે છે દોષવાળાં ખચીત ॥
પરિચય પરદારાનો સદા ઈષ્ટ ધારે,
હૃદયભવન એવાનાં સ્થળો છે અમારે ॥ ૪૯ ॥

વળી બીજું— ( પુષ્પિતાગ્રા )

હરિહરપદપદ્મનો લહે જે, કદિ નહિ આશ્રય ભાગ્યહીન થાવા॥
ચરણ પણ ઉપાસવા ગુરૂના કદિ નહિં તત્પર થાય સર્વ જાવા પણ

૧ યમની રાજધાની.

કરિ જન અપકાર થાય રાજી,કદિ ન કરેય પરોપકાર પાજી ॥
પરધન હરવા કરે પ્રપંચ કદિ ન અધર્મ થકી ડરેયરંચ ॥૫૧॥

મનવચન શરીરની ક્રિયામાં,
પણ નહિ લેશ સમાનતા કશામાં ॥
હૃદય ભવન નિત્યમેવ સારાં,
બહુ નરવા નરનાં સ્થળો અમારાં ॥ ૫૨ ॥

અન્ય પણ અમારે રહેવાને હજારો નિવાસ સ્થળો છે માટે આપે ચિંતા ન કરવી.

વિશાલાક્ષી—વત્સો ! હવે મારૂં મન સંતુષ્ટ થયું, હમણાં તો જાઉં છું.

રાજયક્ષ્મા—હે માત પિતા ! આપે બન્નેયે અમારૂં તો સર્વ વૃત્ત સાંભળ્યું પરન્તુ— (ઇંદ્રવજ્રા)

અમે તમારૂં નથી કાર્ય કીધું,નથી તમોને પણ કાંઈ દીધું ॥
છતાં અમારા પ્રતિ છે અનેરી, બન્ને તમોની કરૂણા ઘણેરી ।૫૩।

આવાં તમે બેય અતિ પવિત્ર છો કોણ? નિર્વ્યાજ મહા ચરિત્ર॥
જણાવશો એ અમને દયાથી,વૃત્તાંત થાશું શુણિને કૃતાર્થી ।૫૪।

મૃકંડ—વત્સો ! અમારો વૃત્તાંત સાંભળવાથી તમને શું ફળ મળવાનું હતું ? તથાપિ જો તમારો એવો આગ્રહ હોય તો કહું છું—

(દ્રુતવિલંબિત)

અહિં તમે સઘળા લઈ કાળને,
પગ ધર્યો હણવા મુનિબાળને ॥
બટુકનાં અમ માતપિતા છીએં,
મુખ ગતાયુનું જોઈ ઉભા છીએં ॥ ૫૫ ॥

રાજયક્ષ્મા—અહો !! નિખિલ મુનિમંડળના અગ્રણી ભગવાન મૃકંડ મુનિજ આપ ? અને સકલ લોકોનાં વંદનીયા આ સતી વિશાલાક્ષી ? આપ બેયનાં દર્શન થવાથી અમે સર્વે કૃતાર્થ થયા. પણ તાત ચરણે (મૃકંડ મુનિએ) પોતાના વૃત્તાંત નિવેદનમાં 'ગતાયુ' શબ્દ વાપર્યો એ ઠેકાણે 'ચિરાયુ' શબ્દનો પ્રયોગ કરવાનો હતો. મનમાં એના અમંગળનું ચિંતન કરશો નહિ,

વિશાલાક્ષી—વત્સ ! માત્ર નામથીજ 'સમવર્તી' યમ પણ જેને હણવા પ્રયત્ન પરંપરા કરી રહ્યો છે તેની ક્ષણ લવ માત્ર પણ જીવવાની આશા કેવી ? ચિરાયુ થવાની પ્રત્યાશાતો દૂર રહી. [ આમ બોલતાં બોલતાં નેત્રમાંથી આંસુની ધારા વહેવરાવે છે ]

રાજયક્ષ્મા—[ સ્વગત ] અહો !! માતાઓનું પુત્રવાત્સલ્ય કેવું હોય છે. એવો કહ્યો પુત્ર ભલે તે બ્રહ્મા સમાન ચિરંજીવી હોય તો પણ-માતા પિતાના આવા અપ્રતિમ વાત્સલ્યનો અનૃણી થવાને સેંકડો જન્મ લઈને પણ સમર્થ થઈ શકે ? [ આમ બોલતો દયાર્દ્રહૃદયે ઉઠીને તેણીની અશ્રુધારા પોતાના વસ્ત્રપ્રાંત વડે લુંછતો, પ્રકટ રીતે ] માતઃ ! પાપ શાંત થયાં, અમંગળ પ્રતિહત થયાં. તમારા પુત્રના ચિરંજીવીપણામાં લેશ પણ શંકા રાખશો માં. સાંભળો—

( રોળાવૃત્ત )

અમૃતકરકળા ધરે મુકુટમાં, જેનિ સેવ,
લોક વિપત્તિ હરે ભક્ત-વત્સલ મહાદેવ ॥
પ્રતિદિન ને પ્રતિવેળ કરે અર્ચન જે ઈષ્ટ,
યમ પણ તેનું કરી શકે નહિ કાંઈ અનિષ્ટ ॥ ૫૬ ॥

( સ્રગ્ધરા )

આ તારો પુત્ર માત! શરણ ગ્રહીં રહ્યો સર્વદા એક ચિત્તે,
નિત્યે ભાવેથી મૃત્યુંજય પદયુગનું, મૃત્યુભીતિ નિમિત્તે ॥
હસ્તે પીયૂષકુંભદ્વય ધરિ કરતા મસ્તકે સ્વાભિષેક
એવા એ દેવ તારા સુતતણું કરશે દીર્ઘ આયુષ્ય છેક ॥૫૭॥

( નારાચ )

હમેશ જે સ્વભકતના સહાય રક્ષવાળ છે
દયામય સ્વરૂપ ભકતપાળ કાળકાળ છે ॥
મુકાવશે જરૂર એ કરાળ કાળપાશથી
ઉચાટ રાખશો ન ભીતિ લેશ બાળને નથી ॥ ૫૮ ॥

મૃકંડ—[ સ્વગત ] અહો રાજયક્ષ્માનો સમાશ્વાસન પ્રકાર ઘણો ઉપપત્તિયુકત છે. [ પ્રકાશ ] વિશાલાક્ષી ! હવે જરાય ખેદ કરવા જેવું નથી, સકલરોગગણના મહારાજા રાજયક્ષ્માયે યુકત કહ્યું છે.

રાજયક્ષ્મા— ( રોળા )

શ્રીમૃત્યુંજયમંત્ર રાત્રિ દિન જપતા આને,
એ મૃત્યુંજય દેવ ઉપેક્ષા કરશે શાને ? ॥
જીતી મૃત્યુ સસૈન્ય કેમ રક્ષા નહિ કરશે ?
પોતાના પ્રિયભકત તણાં સંકટ નહિ હરશે ? ॥ ૫૯ ॥

માટે ચિંતા તજી માત જાઓ જયાં બાળક,
ચંદ્રશેખરેશાન નિત્ય જેના પ્રતિપાલક ॥
આધિવ્યાધિવિમુકત દેખશો પુત્ર તમારો,
સુવર્ણવર્ણીકાય તપસ્યાદ્વારા સારો ॥ ૬૦ ॥

વિશાલાક્ષી—વત્સ! તારાં વચનો સત્ય થજો. [ આટલું બોલી પતિ સહિત નીકળી જાય છે. ]

રાજયક્ષ્મા—ઓ આધિઓ તથા વ્યાધિઓ! વંદનીયનાં પણ વંદનીય મુનિદંપતી ચાલતાં થયાં હવે તો આપણે પણ જેમ જેને ફાવે તેમ ખોળી લઇ છુપા સ્થાનોમાં સંતાઈ રહીએં; જેથી મહેશ્વરભકતોની નજરે ન પડતાં જતા રહેવાય.

સર્વેવ્યાધ્યાદિક—જેવી મહારાજની આજ્ઞા. [આમ બોલી સર્વે નીકળી જાય છે. પરદો પડે છે.]

બીજો અંક પૂર્ણ.



# અંક ત્રીજો.



## પ્રવેશ પહેલો.



[ ચિત્રગુપ્ત મંત્રી સહિત ધર્મરાજ પ્રવેશ કરે છે ]

ધર્મરાજ—મિત્ર ચિત્રગુપ્ત! નરકયાતના ભોગવી છૂટેલા પાપી જનોને તેઓનાં બાકી રહેલાં પાપ ફળોનો અનુભવ કરાવવા શી વ્યવસ્થા કરાય છે?

ચિત્રગુપ્ત—[ હાથ જોડીને ] ભગવન્! આપની આજ્ઞાનુસાર તે તે જ્વરોના ઉપદ્રવ સહિત આઠ પ્રકારના જ્વરોને, માતા પિતા ગુરૂજન આદિને મનઃસંતાપ કરાવનારાઓનાં શરીરમાં નિરંતર નિવાસ કરવા આજ્ઞા અપાઈ ગઈ છે.

ધર્મરાજ—[ સંતોષ દર્શાવી ] આ તો બરાબર યુક્તજ કર્યું; બીજું?

ચિત્રગુપ્ત—સકળ રોગનો રાજા રાજયક્ષ્મા, બ્રહ્મહત્યા કરનારનાં શરીરોમાં નિવાસ કરે છે.

ધર્મરાજ—ઠીક કર્યું. પણ્ઢતાને ક્યાં મોકલી?

ચિત્રગુપ્ત—પરસ્ત્રિઓનાં અપહરણ કરનારાઓના શરીરોમાં બાળપણથીજ નિવાસ કરવાની આજ્ઞા પણ્ઢતાને તો ક્યારનીયે અપાઇ ગઈ છે.

ધર્મરાજ—સારૂં પ્રધાનજી! સારૂં કર્યું, જન્માંધતાને ક્યાં મોકલી?

ચિત્રગુપ્ત—મહારાજ! આપની આજ્ઞા પ્રમાણેજ એને તો પરાંગનાનાં

અંગોને નીરખવાના લોભી જનોના નેત્રોમાં સ્થિતિ કરવા રવાના કરાઈ ગઈ છે.

ધર્મરાજ—અરે પણ અપસ્મારને કયાંય સ્થાન આપ્યું ?

ચિત્રગુપ્ત—નિરપરાધ પ્રાણિઓના આંધીમારીને પ્રાણ હરનારાઓના શરીરોમાં જીવતાં સુધી રહેવા અપસ્મારને સદર હુકમ અપાઈ ગયો છે.

ધર્મરાજ—મિત્ર ચિત્રગુપ્ત ! આતો બધું ઠીક કર્યું પણ જન્મ બહેરાપણું કયાં ગોઠવ્યું ?

ચિત્રગુપ્ત—પ્રિય લાગતાં તથા હિતકર એવાં માતા પિતા તથા ગુરૂજનોનાં વચનામૃત જેઓ કાને નથી ધરતા તેવાઓના કાનમાં સ્થાપ્યું છે.

ધર્મરાજ— અને બોબડાપણું [ તોતડાપણું ] કયાં વસે છે ?

ચિત્રગુપ્ત—માતા પિતા ગુરૂજનોને 'હું' 'તું' કરનારાઓની જીભોમાં રાખ્યું છે.

ધર્મરાજ—પણ મદ્યપાન કરનારાઓનાં શરીરોમાં રહેવા કયા રોગને આજ્ઞા કરી ?

ચિત્રગુપ્ત— ( રોળા )

સતત દાહ સંત્રાસ, વિસ્મૃતિ વિભ્રમ જેવા
કરશે નિત્ય નિવાસ, મદ્યપી હૃદયે એવા ॥
ધર્મરાજ ! મદ્યપી, કુશલ નવ પામે કયાંય
રહે વાત નવ છુપી, લોકમાં ખત્તા ખાય ॥ ૧ ॥

ધર્મરાજ—વાહ મિત્ર કહ્યું તો બહુ યુકત. પછી બીજા રહ્યા તેનું શું થયું ?

ચિત્રગુપ્ત—નાથ ! વધારે શું કહું; અતિસાર, સંગ્રહણી, વિષૂચિકા, ભગંદર, અર્શ, કુષ્ઠ, વાતરક્ત, રક્તપિત્ત, ઉદર; વગેરે ઘણા-ખરા તમામ રોગને આપની આજ્ઞાનુસાર તે તે પાપિઓના શરીરોમાં જીવતા સુધી સ્થિત થઈ તેઓનાં બકાત રહેલાં પાપોનાં ફળોના એ પાપીજનોને અનુભવ કરાવવાની હેવે બરાબર યોગ્ય વ્યવસ્થા કરી મૂકી છે એમ હું માનું છું.

ધર્મરાજ—મિત્ર ! આ સંસારભરમાં આપણું શાસન અસ્ખલિત વર્તે છે.

ચિત્રગુપ્ત—એમાં સંદેહ શો ? ( અનુષ્ટુપ્ )

કાલમૃત્યુ તથા રોગો જેની આજ્ઞા સદા કરે ॥
તેનું શાસન સંસારે દેવ ! કેમ કદી ફરે ? ॥

[ નેપથ્યમાં ]

અકાલમૃત્યુને પામ્યા કાલ મૃત્યુ હવે નથી ॥
આધિવ્યાધિ બધા વામ્યા મૃત્યુંજય પ્રભાવથી ॥

ધર્મરાજ—[ આશ્ચર્યસહિત સ્વગત ] અરે ! ! કાળ તથા મૃત્યુ બેય ઉદ્વિગ્ન કેમ જણાય છે ? [ પ્રકટ રીતે ] શું કાળ મૃત્યુ છો ? કેમ આવું વચન બોલો છો ? તમને શું દુ:ખ થયું ?

કાલમૃત્યુ—ભગવન્ ! મૃકંડમુનિના પુત્રને લેવા જતાં અમોને બહુ દુ:ખ અનુભવવું પડયું. બળતી જ્વાળાઓથી ઘેરાયેલું તેનું શરીર અમે જોઈ પણ શકયા નહિં તો પછી સ્પર્શ કરવાની વાત દૂરજ રહી.

ધર્મરાજ—વત્સો ! શા કારણથી તેનું એવું અસહ્ય તેજ વધે છે ?

બન્ને—નાથ ! શ્રીમહામૃત્યુંજય દેવના પૂજનથી તેના ધ્યાન અને તેના મંત્રના જપ વડે તે મુનિ કુમારનું એવું દુ:સહ તેજ વધ્યું છે.

ધર્મરાજ—અરે આધિ વ્યાધિ વડે તેમજ ભૂતપ્રેત પિશાચાદિક દ્વારા દબાવીને મૃત્યુંજય ભકિતથી વિમુખ કરી તેને પકડી લાવો.

( અનુષ્ટુપ્ )

બન્ને—આધિ વ્યાધિ ગણો બ્હીના તપના તેજથી બહુ ॥
ભૂતપ્રેત પિશાચાદિ ભાગે છે દૂરથી સહુ ॥

ધર્મરાજ—વત્સો! જરાય ભય ન રાખો—

( સોરઠા )

હું જાતે આવીશ, સહાય કરવા સર્વને ॥
મૃકંડ સુત લાવીશ, ટાળી એના ગર્વને ॥

બન્ને—પ્રભો! આપની આજ્ઞા પ્રમાણે કરવા તૈયારજ છીએ તથાપિ કંઈ વિજ્ઞાપન કરવા ઇચ્છીએ છીએ.

ધર્મરાજ—જે કહેવાનું હોય તે સુખેથી કહો, સાંભળવા સાવધાનજ છું.

કાળ—ભગવન્! મહામંત્રી ચિત્રગુપ્ત સાથે ખુબ વિચાર કરીને હવે ત્યાં આવવું યોગ્ય છે.

મૃત્યુ—કાળનું કહેવું બરાબર છે.

ધર્મરાજ—કેમ ?

મૃત્યુ—સહસા કરેલાં કામ, કરનાર પુરૂષને પશ્ચાતાપ પાપ તથા શાપના સમુદ્રમાં ડુબાડે છે એ કંઈ દેવનું અજાણ્યું નથી.

કાળ—અસંખ્ય આધિ તથા વ્યાધિઓ સાથે લઈ સહસાએ મુનિબાલકને પીડવા જતાં શ્રીચંદ્રશેખર મંદિરમાં અમારી તેમજ આધિ વ્યાધિ વગેરેની જે દુર્દશા થઈ તેવી દેવની કદાપિ મા થાઓ એટલા માટે અમારી આ પ્રાર્થના છે.

ધર્મરાજ—[ જરા આમ તેમ ફરતાં ફરતાં ] સખે ચિત્રગુપ્ત! આ બે શું બોલે છે? એ વિષયમાં તમારો શું અભિપ્રાય છે?

ચિત્રગુપ્ત—એ બેયનું કહેવું ઘણુંજ યુકત છે માટે હવે ત્યાં સહસા ન જવું એમ મારૂં મત છે.

ધર્મરાજ—એમ કેમ? ( હરિગીત )

ચિત્રગુપ્ત—આ આધિઓ કે વ્યાધિઓ જે ચંદ્રશેખરભક્તને
કરવા જરા પીડાય ન થયા શક્ત શિવ અનુરક્તને ॥
આ કાળને મૃત્યુ મળી હણવા સમર્થ નથી થયા
ત્યાં આપ સહસા આમ કેમ વિચાર વગર જશો વહ્યા ॥

ધર્મરાજ—અરે પણ જો સહસા ત્યાં ન જવાય તો તેની મરણવેળાનો વ્યતિક્રમ થઇ જાય છે તેનું કેમ?

ચિત્રગુપ્ત—વેળાવ્યતિક્રમ ભલે થાય તેથી શું?

ધર્મરાજ—સખે! કેમ આમ જાણે કંઈજ જાણતા ન હો તેમ બોલો છો? જો વેળાનો વ્યતિક્રમ થાય તો પરમેશ્વરકૃત નિયમનો ભંગ થાય એને મહેશ્વર મહોટો અપરાધ ગણે છે તેવા અપરાધનું પાત્ર હુંજ બનું, કારણ કે એ મહેશ્વરેજ મને આ કાર્યમાં નિયુકત કરેલ છે.

ચિત્રગુપ્ત—મરણ વેળાજ નથી તો પછી તેનો વ્યતિક્રમ કેવો?

ધર્મરાજ—કેમ મરણવેળા નહીં? ( આર્યા )

સોળ વર્ષ આયુષનો, સર્વેશ સમસ્ત ગુણ ગણે યુક્ત ॥
થાશે પુત્ર તને જે, રહેશે શિવપાદપદ્મ અનુરક્ત ॥

આવી રીતે વરપ્રદાન થયેલ છે તદનુસાર તેનાં સોળ વર્ષની સમાપ્તિ વેળા આજેજ થાય છે.

ચિત્રગુપ્ત—એ વાત તો સત્ય, તથાપિ શાસ્ત્રોમાં અલ્પાયુ કરનારાં જે જે લક્ષણો કહેલાં છે તેમાંના કયાં કયાં લક્ષણો માર્કંડેયમાં છે એ વિચારવું જોઈએ. દિવસ, રાત્રિ, સૂર્ય, ચંદ્ર અને એવા અન્ય જે પ્રાણિઓનાં સારાં નરતાં આચરણોના સાક્ષિઓ છે તેઓએ નિવેદિત કરેલાં શ્રીમૃકંડમુનિના પુત્રનાં ચરિત્ર તો દીર્ઘાયુષ્ય કરનારાંજ કાને સાંભળ્યાં છે તેમ સાંભળીયે છઈએ.

ધર્મરાજઃ—સખે! એવાં તે કયાં ચરિત્ર સાંભળ્યાં છે?

ચિત્રગુપ્ત—મારી જાણમાં આવ્યાં છે તે હું કહું; આપ સાંભળો.

( દ્રુતવિલંબિત )

વચનથી મનથી સ્વશરીરથી, અપરપીડન જે કરતો નથી ॥
મુનિકુમાર કહો કયમ ના બને, અતિચિરાયુ? પ્રભો વદશો મને॥
નહિ કદાપિ અરેય પરાંગના, અવયવો ભણી દૃષ્ટિ ન અંગના॥
વળી નમે પરનારી તમામને, ગણી સદા ભગિની જનની મને॥
નથી કદાપિ કર્યું જનમાત્રનું, પણ વિનિંદન કોઈ કુપાત્રનું॥
અમૃતતુલ્ય સદા મુખથી વદી વચન, એ ન ગતાયુ થશે કદી॥
નમન માત પિતા ગુરૂનું કરે, પ્રતિદિને શુભ આચરણો વરે॥
દ્વિજ જનો પ્રતિ ભકિત સદા ધરે, પ્રભુ ચિરાયુ ન કેમ કહો કરે?॥
વળી સદા ચરણે રહિ સર્વદા, નહિ વૃથા અભિમાન કરે કદા॥
તજી ન શંભુ પદાશ્રય જે સદા ક્ષણ ચળે; કયમ હોયજ આપદા॥
નવ હસે વિકલાંગ જનો પ્રતિ, નવ ચહે કદી સંગત દુર્મતિ॥

કયમ કરી ગત આયુ થશે કહો? સકળ મારૂં કહ્યું હૃદયે લહો॥
સદય છે હૃદયે જનતા પ્રતિ, નહિં કરે કદી કોઈની છેડતી ॥
નવ ધરે કદિ દ્રોહ ન કોપ જે કયમ ચિરાયુ મુનિ નહિ થાય એ?॥

( શાર્દૂલવિક્રીડિત )

આનંદાવધિ પૂર્ણ વૈભવસુખો દીર્ઘાયુને આપવા
જે મૃત્યુંજય છે સમર્થ, શરણે તેને રહો જે સદા ॥
શું છે દુષ્કર આશુતોષ જગના રક્ષામણિ દેવને ?
એ અલ્પાયુ હશે તથાપિ ગણવો કલ્પાયુ ભાસે મને ॥

આ હેતુથી આપે સહસા ત્યાં ન જવું એમ અમારી પ્રાર્થના છે.

ધર્મરાજ—[ સ્વગત ] અરે ! આ લોકોનાં અંતઃકરણ કેવાં બીકણ છે ! બીજા તો ઠીક પણ મારા પ્રધાનમંત્રી પણ આવા ભીરૂ ? [ પ્રકાશ ] સમસ્ત શુભલક્ષણસમ્પન્ન, પરમાસ્તિક શિરોમણિ શૌર્યધૈર્યનિધિ તેમજ ઔદાર્યશીળ, સેંકડો અને હજારો માનવો દેવો તથા દાનવો પણ કાળના કોળીયા થતા આપણે જોયા સાંભળયા તથા અનુભવ્યા છે, છતાં આ એક અલ્પાયુષ્ય અલ્પ તપવાળા મુનિ બાળકને પકડવામાં આટલી બધી વિચાર પરંપરા કરો છો એ તો મને વિચિત્ર લાગે છે. માટે જરાપણ બીકણ ન થાશો.

( લાવણી ચાલ )

મહાદેવનો હુકમ પાળવા હું આવું છું જ્યાં સાથે
નથી થવાનું લેશ તમોને ભય, બોજો મારે માથે ॥
ઉતાવળા ચાલો ને બન્ને કાળ તથા મૃત્યુ હારે
મારી પાછળ પડયા આવજો, કોણ જોઈ લઉં છું મારે ॥

હવે ચિત્રગુપ્તની સાથે મસલિહત કરવાની કશી જરૂર નથી દેવો પણ નિયતિના નિયમોનું ઉલ્લંઘન કરવા સમર્થ નથી એ કંઈ તમારૂં અજાણ્યું નથી.

કાળ તથા મૃત્યુ—[સ્વગત] દુરાગ્રહથી ગ્રસ્ત થયેલું પ્રભુનું મન અનુસરવું અતિ દુષ્કર છે, પણ શો ઉપાય? સદાય પરતંત્ર નોકરોને સ્વામીના ચિત્તનું અનુવર્ત્તન કરવા સિવાય અન્ય ગતિ નથી. [પ્રકાશ] ભગવન્! જેવી દેવની આજ્ઞા, આમના થઈને પધારો [આમ બોલતા નીકળી જાય છે.]

## પ્રવેશ બીજો.

સ્થળ. કાવેરી નદીના તીર ઉપર આવેલું શ્રી ચંદ્રશેખરેશ્વરનું મંદિર.
[શ્રી ચંદ્રશેખરેશ્વરનું પૂજન કરતા મુની માર્કંડેય પ્રવેશ કરે છે.]

(પુષ્પિતાગ્રા)

અશરણ જનના શરણ્ય દેવ!, પ્રણમિ કરે જન જે તમારી સેવ॥
વરદ! વર દઈ કરો નિહાલ, સમજી થયો શરણે પ્રણમ્ર બાલ॥
જનન મરણ આદિ દુ:ખધારા, પ્રશમ થવા ચરણો ગ્રહ્યા તમારા॥
અતિશય ભયભીતતા નિવારો ઝટ કરો રક્ષણ શાંતિને પ્રસારો॥

[આમ સ્તુતિ કરતા કરતા શ્રી ચંદ્રશેખરેશ્વરને સાષ્ટાંગ પાત પ્રણામ કરી નિમીલિત નેત્ર થઈ શ્રી મહામૃત્યુંજય મંત્રનો જપ કરવા માંડે છે.]

[વિશાલાક્ષી તથા મૃકંડ પ્રવેશ કરી શ્રી ચંદ્રશેખરેશ્વરને દંડવત્પ્રણામ કરી ઉભાં થઈ]

વિશાલાક્ષી તથા મૃકંડ—[બન્ને હાથ જોડીને ઉંચે સ્વરે] નમ: શિવાય
[આ પંચાક્ષર મંત્ર ભણી પુન: પ્રણામ કરી]

( અનુષ્ટુપ્ )

મેનકાપુત્રીના કાંત ! શાંતરૂપ મહેશ્વર !
પડીને પ્રેમથી પાયે નમીયે કરૂણાકર ॥

માર્કંડેય—[ આશ્ચર્ય સહિત ઉભા થઇ ] આ અકસ્માત્ માતાપિતાનું અહીં આગમન ક્યાંથી ? આજ સુદિન થયું.

( આર્યા )

વાત્સલ્યપૂર્ણ હૃદયે, આવેલાં આપ માત તાત ભણી ॥
માર્કંડેય નમે છે સાક્ષાત્ શિવપાર્વતી સ્વરૂપ ગણી॥

( અનુષ્ટુપ્ )

માતાપિતા—વત્સ ! શ્રીમન્મહામૃત્યુંજય દેવ કૃપા થકી ॥
પામશો દીર્ઘ આયુષ્ય આરોગ્ય સુખને નકી ॥

માર્કંડેયઃ—અયિ માતાપિતા ! શા માટે તમો બન્નેયે વ્યર્થ અહીં આવવા શ્રમ લીધો ?

માતાપિતા—વત્સ ! તું જાણતો તો હોઇશજ કે સુહૃદ્ જનનાં ચિત્ત ઘણે ભાગે સેંકડો અકુશલશંકાથી આકુલજ રહ્યા કરે.

માર્કંડેય—ઓ માતાપિતા ! જેને શ્રીચંદ્રશેખરચરણનું શરણ છે તેને અકુશલશંકા કેવી ?

મૃકંડ—વત્સ ! એ તારૂં કહેવું સત્ય છે તથાપિ તારી આ માતાને દુઃસ્વપ્નદર્શનને લીધે અત્યંત અકુશલશંકા થવા માંડી જેને લઇ અમે આટલો પ્રદેશ ઓળંગી અહીં આવ્યાં.

માર્કંડેય—ઓ માતાપિતા ! સ્વપ્નમાં પણ આપને સત્યતાબુદ્ધિ ?

( શાર્દૂલવિક્રીડિત )

જે મૃત્યુંજય દેવ સેવકજનોનો નિત્ય રક્ષામણિ
બે હાથે કલશો ધરે ભરી સુધા જે સર્વદેવાગ્રણી ॥
એ મૃત્યુંજય આશ્રયે યમ મને શું શક્ત છે મારવા ?
હે માતા ! મુનિવર્ય તાત ! ન થજો ભીરૂ તમે સર્વથા ॥
જેણે રાજકુમાર બાર વરસે આસન્નમૃત્યુ થતાં
મૂકાવ્યો યમપાશથી તુરત લે સંભાળ રાખ્યો જતાં ॥
સર્વાપત્તિનિવારણ પ્રથમથી જે ભક્તનું આચરે
એ મૃત્યુંજય આશ્રયે રહું કહો મૃત્યુ મને શું કરે ? ॥
પોતાના પતિની સુણી મરણની વાર્તા મૃષા જે ઘડી
છાંડ્યા પ્રાણ મદાલસાખ્ય સતીએ ભૂમી પરે જૈ પડી ॥
જીવાડી ક્ષણમાત્રમાં પણ સતીને જે દયાસાગરે
એ મૃત્યુજય આશ્રયે રહું, કહો મૃત્યુ મને શું કરે ॥
જેણે તીવ્રતપે પ્રસન્ન થઇને શ્રીકૃષ્ણને પ્રેમથી
દીધાં પુત્રસહસ્ર ને વર બહુ આપ્યા વળી ભાવથી ॥
જેણે સાગરમધ્ય મત્સ્ય ઉદરે પ્રદ્યુમ્નરક્ષા કરી
એ મૃત્યુંજય આશ્રયે રહું, મને મૃત્યુ શકે શું કરી ? ॥

( શાર્દૂલવિક્રીડિત )

આધિ વ્યાધિ ઉપાધિસાગર તણા માનું સદા શોષક—
સદ્ભાવસ્મૃતિમાત્રથી, સ્વજનના જે છે વળી પોષક ॥
અલ્પાયુષ્ય છતાંય ભક્ત ગણી જેણે શ્વેત રક્ષા કરી
એ મૃત્યુંજય આશ્રયે રહું મને મૃત્યુ શકે શું કરી ? ॥

( હરિગીત )

જે મૃત્યુના પણ મૃત્યુ વળી જે કાળના પણ કાળ છે
સીંચી સુધારસથી સ્વજનને ભક્તના પ્રતિપાળ છે ॥
આરોગ્ય દીર્ઘાયુષ્ય પુષ્ટિપ્રદાન વ્રત છે જેમને
એ ચંદ્રશેખર આશ્રયે યમ શું કરી શકશે મને ? ॥
જે મૃત્યુના ભયથી બનેલા ધૈર્યહીન જનો તણા
થૈને અનેક ઉપાધિથેર્વા ભક્તના તારક ઘણા ॥
જે અતુલસુખ આરોગ્યને આનંદના દેનાર છે
એ ચંદ્રશેખર આશ્રયે યમ શું મને કરનાર છે ?

( હિંદી )

સકળ તુષ્ટિ પુષ્ટિ સૌખ્ય આપનારા
દેવ છે સહાય સર્વકાળ મારા ॥
મુકાવશેજ મને મૃત્યુથી ખચીત
તમે માં થશો જરાય વ્યગ્રચિત્ત ॥

( વસંતતિલકા )

જેનું કરાય હૃદયે ક્ષણમાત્ર તોય
જો ચિંતન પ્રયણથી ભયમુકિત હોય ॥
એ કાળકાળ શરણે રહું નિત્યમેવ
ત્યાં શું મને કરી શકે યમરાજ દેવ ॥

( પુષ્પિતાગ્રા )

પરમશિવ ઉમા સહાય દેવ, પ્રણય પુરસ્સર હું કરૂં શું સેવ ॥
પ્રબલયમ થકી કશું ન થાય, નહિં ભયલેશ મને મને જણાય ॥

માન્ય માતાપિતા! આ મારો નિશ્ચય છે, માટે તમારે જરાય ચિંતા કરવી નહિ.

માતાપિતા—વત્સ! તે આ તારી પરમેશ્વરમાં જે દઢ શ્રદ્ધા છે એજ તારૂં કલ્યાણ કરશે, અમારી ચિંતાથી શું થવાનું છે? માટે અમે તો સભામંડપમાં બેસીને શ્રીચંદ્રશેખરનું ધ્યાન કર્યા કરશું.

માર્કંડેય—માન્ય માતાપિતા! ત્યારે આપ હવે પધારો અને હું પણ એ ચંદ્રશેખરના પૂજનજન્ય આનન્દમાં નિમગ્ન થાઉં.

માતાપિતા—વત્સ! ભકતવત્સલ ભગવાન ભવ, તને દીર્ઘાયુષ્ય તથા આરોગ્ય વર્પનારા થાઓ. [આમ બોલીને વિશાલાક્ષી તથા મૃકંડ નીકલી જાય છે]

[તદનંતર મહિષવાહન ઉપર સવાર થએલ યમ પ્રવેશ કરે છે]

યમઃ—[મહિષથી ઉતરી સભામંડપમાં આવી ચારે કોર દષ્ટિ ફેરવી [સ્વગત (મનમાં)]

અહો!! ભગવાન્ ભકતવત્સલ શ્રીમૃત્યુંજય મહેશ્વરનો પોતાના ભકતમાં કેવો પક્ષપાત છે જે અહીં પૂર્વમાં વજ્રધારી ઇંદ્ર, ઉત્તરમાં કુબેર અને પશ્ચિમમાં વરૂણ; શ્રીમહેશ્વરે સ્વભકત રક્ષણાર્થ ઉભા રાખ્યા હોય એમ મને ભાસે છે. અરે પણ ઇશ્વરોની વિસ્મરણશીલતા ભૂલી જવાની ટેવ પણ કેવી મહોટી હોય છે કે જેને લઇ પોતે બાંધેલા નિયમોને પણ પોતે ભૂલી જાય એ થોડું આશ્ચર્ય? એ તો ઠીક કે મહોટા પ્રભુઓ તો અનેક પ્રવૃત્તિની પરતંત્રતાને લીધે કદાચ ભૂલી જાય પણ આ બધા ઇંદ્રાદિક તેમના અધિકારીઓ પણ વિસ્મરણશીલ થાય એ કંઈ જેવું તેવું વિસ્મયજનક કહેવાય? અહો!! આ મુનિપુત્રના

તેજઃપુંજનો ફેલાવ કોઈ અદ્ભુત છે કે જે કોઈથી પણ સહન થઈ શકે તેમ નથી તેથી નિજમંદિરમાં પ્રવેશ તો દુષ્કર જણાય છે. [ જરા નીહાળી જોઈને ] દક્ષિણદ્વાર ઉપર કોઇ દેવ ઉભો જણાતો નથી તેથી એ દ્વારની બહાર ઉભો રહી આ મુનિ-બાલકની જીવકલાનું આકર્ષણ કરૂં. સમય બધો વહ્યો જાય છે. [ આમ બોલતા બોલતા આંટા મારે છે. ]

[ વિશાલાક્ષી તથા મૃકંડમુનિ પ્રવેશ કરે છે ]

દંપતી—[ યમ સામાં ઉભાં રહીને ]

( અનુષ્ટુપ્ )

નમ્રભાવે પ્રણમિયે આપને યમ! બે અમે ॥
અમો પર કૃપાદૃષ્ટિ-વૃષ્ટિઓ કરજો તમે ॥

[ આમ બોલીને પ્રણામ કરે છે. ]

યમ—[ કોપસહિત ] તમારે અમારી કૃપાનું શું પ્રયોજન છે? તમારા બન્નેના આ પુત્રે સમારાધન કરાતા કૃપાના સમુદ્ર શ્રીમૃત્યુંજય તમારા ઉપર કૃપા કરશે અને એજ તમારા પુત્રને મારા પાશમાંથી મુકાવશે; જે આ પ્રમત્ત જેવો તમારો બાળક 'એ મૃત્યુંજય આશ્રયે રહું અને મૃત્યુ શકે શું કરી' એમ પ્રતિક્ષણ પ્રલપન કર્યા કરે છે.

દંપતી—[ સ્વગત ] દેવ! તમારાં દેવનાં વચનો સર્વથા સત્ય થજો. [ પ્રકટરીતે ] ભગવન્! એ બાળકનું બાળચાપલ્ય ક્ષમા કરશો. આપનો દયામય હૃદયવાળા છો, એ બાળક અલ્પબુદ્ધિ અને અલ્પજ્ઞ છે, એ આપના મહિમાને શું જાણી શકે?

યમ—નહિ નહિ એમ નહિ થશે, હમણાંજ એના વચન વિષયનું ફળ દેખાડી દઇશ.

વિશાલાક્ષી—ભગવન્! જો એમજ દેવનો નિશ્ચય હોય તો એ બાળકને દેવા ધારેલું ફળ તેની માને-મને-જ આપવાની કૃપા કરો. [ આમ બોલતાં પ્રણામ કરે છે. ]

યમ—નહિં, એમ કોઈ કાળે થશે નહિ.

મૃકંડ—ભગવન્! ભલે એમ ન થાય તો—

( અનુષ્ટુપ્ )

દયામય! મહામાન્ય! યમ! સંયમિનીપુરી ॥
અમને પુત્રની સાથે લઈ જાઓ કૃપા કરી ॥

આ અમારી સપ્રણામ પ્રાર્થના છે.

યમ—[ જરા રોષમાં આવીને ] ખસી જાઓ વચમાંથી ઘરડાં ઠોઠાં હમણાં મને તમારાં વચન સાંભળવાનો અવકાશ નથી. [ આટલું બોલી મહિષપર ચડી એડીથી મહિષને પ્રેરતા કાળ તથા મૃત્યુને સાથે લઈ શ્રીચંદ્રશેખરમંદિરના દક્ષિણદ્વાર તરફ જાય છે. ] [ શ્રીચંદ્રશેખરમંદિરમાં ગંધ પુષ્પ અક્ષત તથા બિલ્વપત્રથી શિવલિંગનું પૂજન કરી માર્કંડેય હાથ જોડી સ્તુતિ કરે છે. ]

( ચંચલા )

કાળકાળ! પ્રણતપાળ! ચરણશરણ લીધું
આપનુંજ અન્ય સર્વ છોડી કાર્ય કીધું ॥
આપને પનારે પડયો દીનબંધુ જાણી
મૃત્યુંજયદેવ! કરો રક્ષણશૂલપાણિ! ॥

યમ:—[દક્ષિણ દ્વારની બહાર ઉભાં ઉભાં સ્વગત] અધિકારના અધિપતિ બનેલા અધિકારિપદ પ્રાપ્તિના મદથી અંધચક્ષુવાળા કૃત્ય અકૃત્ય કંઈ દેખતા નથી, આ લોકવાયકા કંઈ ખોટી નથી. આ મુનિબાલકને નિયતિનિયમોને અનુસરી મારવાને મે ઘણાય પ્રયત્ન કર્યા પણ બધાય નિષ્ફળ નીવડયા તથાપિ દુરાગ્રહનું ઝુડ મને વળગેલું તેથી મે ચિત્રગુપ્તનાં વચનોને ન સાંભળ્યાં, કાળના વચનોને ન ગણકાર્યાં તેમ મૃત્યુનાં વચનો પણ ન માન્યાં હવે તો એમ લાગે છે કે-રખે આ મુનિબાળકના પરાભવ કરવા જતાં કયાંક મારોજ પરાભવ થઈ જાય; પરમભકિતથી આ બાળકે મૃત્યુંજય દેવને જાણે વશ કર્યા હોય એમ મને ભાસે છે. પણ હવે તો અનુતાપ કરવો વ્યર્થ છે. આ ટાણે તો આરંભેલા કાર્યને પાર ઉતારવું એજ શ્રેષ્ઠ છે. [ પ્રકાશ ] એ કાળ તથા મૃત્યુ! તૈયાર થઈ જાઓ. આ બાળક ક્ષણમાં ભયભીત થઈ પડી જશે. [ આમ બોલી બાળક પ્રતિ સરોપ થઈને— ]

( ચોપાઇ )

રે રે બોલ મહાવાચાળ! કયાં તારો શિવ છે મુનિબાળ! ॥
કયાં છે મૃત્યુંજય મહાદેવ, જેની નિત્ય કરે તું સેવ ॥
કાળ મૃત્યુને યમ હું વળી, લેવા આવ્યા છઈએં મળી ॥
કહે કોણ બચાવે તને, રક્ષાકર દેખાડો મને ॥
તારૂં મરણ સમીપં જોઈ, રક્ષણ તારૂં ન કરે કોઈ ॥
છતાં લિંગમાં સ્થિત હમ્મેશ, કેમ રહે નિશ્ચેષ્ટ મહેશ ? ॥

( શાર્દૂલવિક્રીડિત )

'એ મૃત્યુંજય આશ્રયે રહું મને મૃત્યુ શકે શું કરી ?'
કીધો જે બકવાદ તેં ફળ ધરો તેનું તને આ ઘડી ॥

જો આ મારૂં સ્વરૂપ વિશ્વ હણવા લોહે મઢયાં ગાત્રમાં
કોની શકિત બચાવવા યમથકી છે માનવી માત્રમાં ? ॥

(આમ બોલીને અતિ ભયંકર રૂપ દર્શાવે છે.)

( પુષ્પિતાગ્રા )

માર્કંડેય—મન નથી ભયભીત લેશ મારૂં, યમ નિરખી વિકરાળ રૂપ તારૂં॥
કટુવચન મહાયુધોની સામે, પણ નહિં આ મુનિબાળ ભીતિ પામે॥
પણ વદન થકી વદો તું વાણી 'કયમ ગતચેષ્ટ જણાય શૂલપાણિ'॥
તુરત સમજજે નકી થવાનો યમ ગતચેષ્ટ તું, ગર્વ એ જવાનો ॥

[આમ યમનો અનાદર કરી મહાદેવને અભિમુખ રહી સ્તુતિ કરે છે]

( હિંડી )

જન્મમૃત્યુ જરા વ્યાધિથી પીડાતાં
કર્યો આશ્રય તમારો કષ્ટ થાતાં ॥
સદય હૃદય બની છોડિને સમાધિ
કરી રક્ષણ મટાડશો ઉપાધિ ॥

( સ્વાગતા )

આપ આશ્રય છતાં અતિદીન, કેમ દેવ! રહું દુઃખવિલીન ॥
હું મહેશ! શુભ સદ્ગુણહીન, આપના ચરણમાંજ નિલીન ॥
એમ ધારિ કરશો પ્રભુ વાર, મૃત્યુ કાળ યમ મંદિરદ્વાર ॥
છે ખડા ઝડપતાં નથી વાર, માં વિલંબ કરશો ક્ષણવાર ॥

( વૈતાળીય )

પ્રણત પ્રતિપાલ બાલ હું, શરણે કેવળ આપને રહું ॥
કરજો અહિં આવી તત્ક્ષણ જય મૃત્યુજય! મારૂં રક્ષણ ॥

અમૃતેં નિજ ભકત ઉપર, વિરચ્યોછો અભિષેક શંકર ! ॥
કયમ ના મુનિબાલને કરો, અમૃતેં સિંચન, મૃત્યુને હરો ॥
જપ કે તપ મેં કર્યાં નથી, નથી પૂજા કરી આર્દ્રભાવથી ॥
પ્રણતપ્રિય આપને ગણી, ધરિ વિશ્વાસ રહ્યો જટામણી ॥

( માલિની )

અશરણ શરણ ! શ્રીપાર્વતીપ્રાણ બન્ધો !
શરણ રહું તમારે સર્વદા દીનબન્ધો ! ॥
મરણ તરણ માટેં બાંહ્ય ઝાલી ઉગારો
અવર નથી થવાનો કોય સાહાય મારો ॥

( શિખરિણી )

તમેં શું આ મૃત્યુથકિ પણ બિહ્યા પાદ ધરવા ?
કરો રક્ષા મારી, પ્રકટ નથી થાતા શું કરવા ? ॥
અહો ! ! આ આવે છે ભયદ હણવાને શિવ ! મને
બચાવો આવીને તરતજ કરી દૂર યમને ॥

[ આમ બોલતાં બોલતાં શિવલિંગનું આલિંગન કરી મૂર્છા ખાઇ પડી જાય છે, ત્યાં તો શિવલિંગમાંથી શ્રીમહામૃત્યુંજય પ્રકટ થાય છે]

( શાર્દૂલવિક્રીડિત )

શ્રીમહામૃત્યુંજય-આવ્યો આ કરવા હું તારી હમણાં રક્ષા મુને ! સર્વથી
તારે મૃત્યુથી કાળથી યમથી કે કોઇથી ભીતિ નથી ॥
તારા મસ્તક ઉપરેં અભયકૃત્ આ હસ્ત ધાર્યો હવે
હે નિષ્પાપ ! ન પાપદૃષ્ટિ સરખું કોઈ નહી દાખવે ॥

[ આમ બોલતા બોલતા બાળકના મસ્તક ઉપર હસ્ત કમલ મૂકી તેને આશ્વાસન આપે છે. ]

(સોરઠા)

યમઃ—કાળ ! કાળ ! કરવાળ, ઝડપથકી હાથેં ધરો ॥
 મારો આ મુનિબાળ, મા વિલંબ લેશે કરો ॥

કાળઃ—જેવી મહારાજની આજ્ઞા. [ આમ બોલી હણવા દોડે છે ]

યમઃ—મૃત્યો ! સત્વર દોડ, મુનિબાલકને સર્વથા ॥
 પકડીને રગદોડ, પ્રયત્ન નવ જાયે વૃથા ॥

મૃત્યુ—જેવી મહારાજની આજ્ઞા. [ એમ કહીને દોડે છે. ]

શ્રીમૃત્યુંજય-[ત્રિશૂળ ઉગામીને] (રોળા)

 કાળ ! છોડ કરવાળ, ઇચ્છતો હો જો સ્થિર યશ
 રહ્યો આશ્રયે બાળ, કાળના કાળ તણે વશ ॥
 આને જાણો અવધ્ય, સાંભળો આજ્ઞા મારી ॥
 ત્રણે લોકની મધ્ય, કોઇ પણ શકે ન મારી ॥

કાળ—[ હાથ જોડીને ] પરમેશ્વર ! આપની આજ્ઞા માથે ચડાવી આ ખડ્ગ છોડયો. [ આમ બોલી તલવાર મ્યાનમાં નાખી પ્રણામ કરે છે ]

(સ્વાગતા)

શ્રીમૃત્યુંજય—આ મૃકંડસુત આશ્રિત મારો,
 મૃત્યુ ! એ ગણું અવધ્ય, તમારો ॥
 દોડવું નહિ કદાપિ તમારે,
 મારવા, કરિ વૃથા શ્રમ ભારે ॥

મૃત્યુ—[ હાથ જોડીને ] ભગવન્ ! જેવી દેવ દેવની આજ્ઞા. આ હું એ મુનિબાલકને પકડવા જતાં વિરમું છું. [ એમ બોલી પ્રણામ કરે છે. ]

યમઃ—[ સ્વગત ] કાળ તથા મૃત્યુ બહુ બ્હીકણ મનવાળા છે તેથી તેઓ કંઇજ કરી શકવાના નથી એટલે હવે તો હું પોતેંજ ભગવન્મંદિરની બહાર ઉભો રહીને પાશ નાખી તેની જીવકલાને ખેંચું; તેના પ્રાણ પ્રયાણની વેળા વીતિ જાય છે. [ આમ બોલીને જ્યાં પાશ ફેંકવાની ઇચ્છા કરે છે ત્યાં તો શિવલિંગમાંથી પ્રકટ થયેલા શ્રીમૃત્યુંજયને જોઇ હાથ જોડીને ]

( આર્યા )

જય જય જય મૃત્યુંજય નમન કરૂં છું હું આપને ચરણે
સમય જવાથી બ્હીતો, કાર્ય કરી આવીને થઇશ શરણે ॥

[ આમ બોલી પાશ તૈયાર કરે છે. ]

[ સભામંડપમાં ઉભેલાં વિશાલાક્ષી તથા મૃકંડમુનિ— ]

( શાર્દૂલવિક્રીડિત )

બન્ને—શ્રીમૃત્યુંજય ! આપનું સ્મરણ જે પ્રાણી કરે એકદા
તો તેને ટળી જાય મૃત્યુભય, હો પાપી ભલે તે કદા ॥
આ તો સંતત આપનું સ્મરણ જે નિત્યે કરે છે, અહો ! ॥
તેને આપ સમક્ષ કેમ યમ આ પાશેથી બાંધે કહો ॥

[ આમ બોલતાં મૂર્છા ખાઇને બન્ને પૃથ્વી પર પડી જાય છે. ]

( રોળા )

શ્રીમૃત્યુંજય—યમનિયમાદિક લગન, તપસ્યા આચરવામાં
રહે છે નિત્ય નિમગ્ન, મારૂં અર્ચન કરવામાં ॥
જે મુનિબાળક ખાસ, રહે છે શરણે મારે
તેના ઉપર પાશ, ફેંકવા નહીં તમારે ॥
વિરામ પામી જાઓ, યમાલય લઈ ન જાશો
મુનિબાલકને, થાઓ ધીર, આ નથી તમારો ॥

( વસંતતિલકા )

યમ—જે લોક મૃત્યુ સમયે કરૂણાસમુદ્ર !
જાણી ગ્રહે શરણ આપતું સર્વ રૂદ્ર ! ॥
તો મૃત્યુથી પ્રણતપાલક આપ કોને
કોને બચાવી શકશો કૃપયા કહોને ? ॥

( સ્વાગતા )

શ્રીમૃત્યુંજય—ધર્મરાજ! મન ધર્મ ધરીને ધર્મરાજપણું સાર્થ કરીને॥
મારૂં શાસન, કરો મુનિબાળ મુક્ત મૃત્યુ ભયથી તતકાળ॥

( રોળા )

યમ—દૈવ કર્મને કાળ, જીવવા કે મરવામાં
પ્રાણિમાત્રનાં, બાલ, યુવા કે વૃદ્ધ થવામાં ॥
હેતુ શાસ્ત્રથી સિદ્ધ લોકમાં પણ સહુ જાણે
ત્રણે ગણાય પ્રસિદ્ધ પંડિતો સદા પ્રમાણે ॥
આપ દયાપરતંત્ર બનીને આમ કરો જો
ત્રણે વ્યર્થ, આ તંત્ર ચાલશે કેમ પછી તો ॥

( તૂણક )

પ્રબલ છે અદૃષ્ટ પ્રાણિમાત્રનાં સદા
તેમ કર્મનેય કોઈ ન ફેરવે કદા ॥
પ્રબલ છે હમેશ ભાવિ; આ બધી કથા
આપની દયાર્થી દેવ ! થાય છે વૃથા ॥
યમ ભલે હું છું તથાપિ આજ્ઞા આપની
ઓળંગવા નથી સમર્થ જેમ બાપની ॥
એમ આપના કરેલ નિયમ સર્વથા
પાળવા હમેશ લક્ષ્ય રાખશો તથા ॥

આપ નિર્નિમિત્ત દયાધીન થાઓ છો
પોતાનાં કરેલા કાર્ય ભૂલિ જાઓ છો ॥
હું તો આ ગતાયુ મુનિબાળને સહી
ક્ષમા કરો, હવે મુકીશ સર્વથા નહીં ॥

( લાવણી )

શ્રીમૃત્યુંજય—યમ વિચાર આ કોની સાથે વચનયુદ્ધ માંડી બેઠો
ભાન નથી કંઈ, રોષ ચિત્તમાં તારા આ કયાંથી પેઠો ॥
અથવા એમાં તારો એકનો દોષ માનવો યોગ્ય નથી
અધિકારી કયાં દેખે દોષ, બનેલા અંધ અમદ્યમદથી ॥
અતિમદોદ્ધત અધિકારી જન કયાંથી વિચાર ધરે મનમાં
જે અધિકારપ્રદને ન ગણે ત્રણ તેર કે છપ્પનમાં ॥
એવા અધિકારીની પ્રભુએ શાસનરૂપી અંજનથી
મટાડવી અંધતા જોઈએ એમાં દોષ જરાય નથી ॥

( હરિગીત )

પ્રભુ જાણીને અધમાધિકારિ તણી ઉપેક્ષા જો કરે
પ્રભુકીર્ત્તિનેય કરે કલંકિત ન્યાયમાર્ગ તજી ફરે ॥
પીડે પ્રજાને લેશ નહિ લાવે દયા હૃદયે કદા
એવા અધિકારી જનોને રાખવા દૂરે સદા ॥

( વસંતતિલકા )

રહું પ્રસન્ન થઈ ભકત હું જ્યાં સમર્થ
ત્યાં કાળ કર્મ નિયતિ સઘળાંય વ્યર્થ ॥
જાણી મદીય શરણાગત એક ભકત
આ બાળને યમ કરો ઝપથી વિમુકત ॥

( કવાલી )

યમઃ—ન જાણો કાળ આ જનને, ન મૃત્યુ માનશો જ મને ॥
ન ભય કોઈ તણું લાગે, નહીં આ કોઇથી ભાગે ॥
છઉં યમ હું નિડર છેક, પ્રમાણું હું નિયતિ એક ॥
થયું નિર્માણ જે દ્વારે, કરવું મારે તદનુસારે ॥

[ આમ બોલીને માર્કંડેયના ગળામાં પાશ નાખે છે ]

( દ્રુતવિલંબિત )

શ્રીમૃત્યુંજય—અધમ હે યમ! તું મદ ધારતો, પ્રભુ મનેય નથી ગણકારતો॥
અનુભવાવું તને ફળ તેનું જો, ફરી પ્રમાદ કદાપિ કરે ન તો ॥

[ આટલું બોલીને યમના વક્ષઃ સ્થલમાં ચરણથી પ્રહાર કરે છે. ]

[ અને એ લાત લાગવાથી યમ મૂર્છા ખાઇ મહિષ ઉપરથી નીચે પડે છે. ]

[ નેપથ્યમાં—( પરદા પાછળના પ્રદેશમાં ) ]

( દ્રુતવિલંબિત )

ઘણું થયું જગદીશ દયા કરો, ન યમનો અપરાધ હૃદે ધરો ॥
કદિ મહાશય કિંકર ઉપરે, સમજી બાલક રોષ નહી કરે ॥

[ આમ વીનવતા ઇંદ્ર, વરૂણ તથા કુબેર; આકાશથી ઉતરીને ]

[ શ્રીમહામૃત્યુંજયના ચરણમાં પુષ્પાંજલિ અર્પી પ્રાર્થના કરે છે. ]

( હરિગીત )

ઇંદ્રઃ—હે દેવ! દીનદયાલુતા ને પ્રણતપાલકતા સદા
વાત્સલ્ય ભકતજનો વિષે જે આપનું છે સર્વદા ॥
એ સર્વ યાદ કરી કરો યમ ઉપરે શિવ આ સમે
દૃષ્ટિ દયાની દયાનિધે! યમ આપને ચરણે નમે ॥

( લાવણી )

વરૂણઃ—દયાપાત્ર યમને માનીને કરૂણાલય કરૂણા કરજો
ક્ષમા તણા છો સાગર શંભો ! ક્ષમા યોગ્ય યમને ગણજો ॥
કિંકર જાણી અપરાધીને આ પહેલો અપરાધ યમે
કર્યો ભૂલથી એમજ ધારી કરશો માફ મહેશ તમે ॥

( ૫૬ )

કુબેરઃ-દીનાનાથ પ્રણતપ્રતિપાલ, ક્ષમા પ્રભુ કરજોરે
આપ મૃત્યુંજય મહાકાળ, રોષ નવ ધરજોરે—( ટેક )

( સાખી )

યમ અપરાધી શંકર !, ભાંસ્યો આપને અઘ
આશુતોષ છો સુરવર ! એનો કરશો અનુગ્રહ સઘ-ક્ષમા પ્રભુ કરજોરે
જે શરણ નિત્યે રહે, આપ તણે હમ્મેશ
તે યમ કેમ કરિ સહે, કોપ સ્વામી તણો લવલેશ-ક્ષમા પ્રભુ કરજોરે॥

( રોળા )

શ્રીમૃત્યુંજય—ઇંદ્ર વરૂણ કુબેર, દેવ સર્વે કહું તમને ॥
આ અપરાધ ગભીર, ક્ષમા નવ થાયે યમને ॥
બનિ અધિકાર મદાંધ, મને પણ જે ગણકારે—
નહિં લેશ, ભયગંધ, જરા મનમાં નવ ધારે ॥
રોકયો મેં કહિ ખાસ, દયામય ભાવ ધરીને ॥
તો પણ નાખ્યો પાશ, બાળમુનિ ગળે ફરીને ॥
આમ કરે જે અધમ, વચનનો ઘોર અનાદર ॥
ક્ષમાપાત્ર યમ કેમ, શકે થઇ કહેશો સુરવર ! ॥

ઇંદ્રઃ—દેવ ! એ તો ખરેખરો પ્રમાદજ છે તો પણ પરમેશ્વરે તો ક્ષમા
કરવી એમ મારી પ્રાર્થના છે.

વરૂણ:—આપ દયાસિંધુ છો તો આપના ભક્ત યમ ઉપર દયા કરશો.

કુબેરઃ—કૃપાસિન્ધો ! જો સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરીએ તો આમાં યમનો લેશ પણ અપરાધ નથી એમ હું માનું છું.

શ્રીમૃત્યુંજય—એમ કેમ ? (દ્રુતવિલંબિત)

કુબેરઃ—કહ્યું હતું મુનિનારદને તમેં, વિતરવા વરદાન જવા સમે ॥
સઘળું એ કરોં યાદ વિચારશો, યમ તણો અપરાધ ન ધારશો ॥

શ્રીમૃત્યુંજય—ત્યારે તમેંજ કહી નાખોને; શું મેં કહ્યું હતું ?

કુબેર—[ હાથ જોડીને ] જેવી પરમેશ્વરની આજ્ઞા. ( અનુષ્ટુપ્ )

'મૂર્ખો દીર્ઘાયુષી કાંતો, વિદ્વાન્ અલ્પાયુ આખરે ॥
પુત્ર દેવો વિશાલાક્ષીને, ગમે તે ભલે વરે ॥'

આમ પ્રભુએ આજ્ઞા કરી હતી એમ મને યાદ છે.

શ્રીમૃત્યુંજય—એમજ આજ્ઞા કરી હતી પણ તેથી શું ?

કુબેર—તેથી નારદમુનિએ— (દોહા)

'સોળ વર્ષ આયુષ્યનો, સદ્ગુણનો ભંડાર ॥
સુત સર્વજ્ઞ થશે તને, વિશાલાક્ષિ ! નિરધાર ॥'

આ પ્રમાણે વરપ્રદાન કર્યું.

શ્રીમૃત્યુંજય—ઠીક વરદાન કર્યું પણ તેથી શું ?

કુબેર—આપ શ્રીમાનના પ્રસાદથી અને નારદમુનિના વચનથી વિશાલાક્ષી તથા મુનિમૃકંડને આ માર્કંડેય નામનો પુત્ર થયો જેને આજ સોળ વર્ષ પૂરાં થાય છે, તો આપની આજ્ઞાને અનુસરી યમેં એને પોતાની નગરીએ લઈ જવો જોઈએ તેમાં આપની આજ્ઞા મુજબ કરનાર યમનો શો અપરાધ-એ વાત મારી તો સમજમાં પણ આવી શકતી નથી.

ઇંદ્ર તથા વરૂણ—ભગવન્ ! કુબેરનું કહેવું મુનાસબ છે.

શ્રીમૃત્યુંજય—વત્સ કુબેર ! યમ ! વરુણ ! વાત તો ખરી; પણ જો આ માર્કંડેય મારા ચરણનો આશ્રય ન કરત, તેમ મહામૃત્યુંજય મંત્રનો જપ પણ ન કરતો હોત તો તો યમનો લેશ પણ અપરાધ ન ગણાત; પણ આ તો બાલપણથીજ ચાર વર્ષનો થયો ત્યારથી મારો આશ્રય લઇ બેઠો છે અને કેટલાંય વર્ષ થયાં મહામૃત્યુંજયમંત્રના જપમાં મંડયો રહ્યો છે, તેમ રાત્રી દિવસમાં એક ક્ષણ પણ મારૂં વિસ્મરણ કરતો નથી એ કંઇ તમારા બધાયની જાણ બહાર નથી. વળી લોક સાક્ષીના પુત્ર યમને—

( અનુષ્ટુપ્ )

'મૃત્યુંજયમહામંત્ર-જપનાજ પ્રભાવથી ॥
સ્વલ્પાયુ હોય તે થાય, કલ્પાયુ શિવભાવથી ॥'

આ કંઇ સાંભળવામાં કે જાણવામાં પૂર્વે ન આવ્યું હોય એમ તો નજ હોય, તથાપિ એ બધું વિચાર્યા વગરજ મારા નિષેધને પણ ન ગણકારતાં આ બાલકના ગળામાં બલાત્કારથી પાશ નાખ્યો એ કંઇ યમનો જેવો તેવો અપરાધ ન કહેવાય.

( શિખરિણી )

કુબેરઃ—નથી જ્ઞાતા સર્વે અવનિમહિં સર્વજ્ઞ સુમણિ
કરે સર્વજ્ઞોને પણ અબુધ માયા તમતણી ॥
વિચારીને માયાવિલસિત બધું આપતણું; થજો
દયાસિંધુ શંભો ! યમ પર દયાદૃષ્ટિ કરજો ॥

( વૈતાળીય )

પશુઓ સઘળા છીએ અમે, પતિ છો એક સમગ્રના તમે ॥
પશુપાળ કૃપાળુતા ધરો, કરિ રક્ષા પશુતા પરી કરો ॥

શ્રીમૃત્યુંજયઃ—[ સ્વગત ] આ દિક્પાલોની યમ ઉપર મારો અનુગ્રહ કરાવવાની પ્રબલ પ્રાર્થના છે ત્યારે હવે અનુગ્રહ કરવોજ. [ પ્રકટરીતે ] હે દેવો ! કહો ત્યારે તમારી શી પ્રાર્થના છે ?

( સોરઠા )

ત્રણેદિક્પાલો—મૃત્યુંજય અમૃતાર્દ્ર, હસ્ત મસ્તકે ધરિકરી ॥
યમને સાવધ સાંદ્ર કરો, પ્રાર્થના એ ખરી ॥

( રોળા )

શ્રીમૃત્યુંજય—ઇંદ્ર વરૂણ કુબેર, પ્રાર્થના યોગ્ય પ્રમાણી
સફળ કરૂં છું આજ, તમારૂં સૌહૃદ જાણી ॥
મટે સ્વામિને શોષ, જાણી અધિકારી જનમાં ॥
હિતૈષિતા, સંતોષ પરસ્પર થાયે મનમાં ॥

તો પણ પ્રથમ તો મારે આ બાળક માર્કંડેયને વર આપવો અને તદનંતર યમનો પણ અનુગ્રહ કરવો એમ મને યુક્ત લાગે છે.

ત્રણેદેવો—[ આનંદ સહિત ] હા દેવદેવ ! એમજ, પ્રથમ એ બાળકને વર આપીને પછી યમનો અનુગ્રહ કરવો, એમજ અમારી પ્રાર્થના છે.

( પુષ્પિતાગ્રા )

શ્રીમૃત્યુંજય—પરમ અભય આજ વત્સ પામ્યો,
થઇ ગતચિંત નિવૃત્તિમાં વિરામ્યો ॥
મુનિવર ! વર માગજે વિવેકે,
ગણુ ન તને ન અપાય તેવું એકે ॥

[ આમ બોલીને અમૃતાર્દ્ર હસ્તથી માર્કંડેયના મસ્તક ઉપર સ્પર્શ કરે છે. ]

માર્કંડેય—[ સાવધ થઇ ઉઠી ચારેકોર નજર ફેરવી યમને બેભાન પડેલો જોઇ, સભા મંડપમાં પોતાના માતાપિતા મૂર્છિત પડેલાં જોઇ, ખેદ સહિત મનમાં ]

( અનુષ્ટુપ્ )

અરે આ યમ આ ટાણે, મૂર્છા ખાઇ પડે પડે ॥
આવી દશા અનુભવે, પ્રભુની અકૃપા વડે ॥

ભલે, ત્યારે પહેલાં તો મારે યમદેવના માટેંજ પરમેશ્વરની કૃપા દૃષ્ટિ માગવી [ પ્રકટરીતે ]

( દ્રુતવિલંબિત )

પ્રથમ સાવધ આ યમને કરો, અભય હસ્ત શિરે યમને ધરો ॥
વર વર્યો શિવ મેં મનમાનતો, અધિક કો વર હું નથી માનતો॥

[ આમ બોલીને પ્રણામ કરે છે. ]

( અનુષ્ટુપ્ )

ત્રણેદેવો—ધન્ય છો સર્વથા આજે, માર્કંડેય મહાશય ! ॥
ઉપકાર કરો છો જે, અપકારકનો પણ ॥

શ્રીમૃત્યુંજય—[ આનંદસહિત સ્વગત ] મારા ભક્તોને, અપકાર કરનાર પ્રત્યે પણ પોતે ઉપકારપરાયણજ થવું- એમ કરવુંજ શોભે. [ પ્રકટરીતે ] વત્સ ! માતૃદેવો ભવ, પિતૃદેવો ભવ, એ વેદની આજ્ઞા એમ બોધન કરે છે કે—માતાપિતાને વિષે દેવભાવ રાખવો; આ તો પ્રથમ તારા માતાપિતા જે બેભાન પડયાં છે તેમને સાવધ કરવાનું જાણે ભુલી જઇને યમને સાવધ કરવાની કેમ પ્રાર્થના કરે છે? એ મહોટી અપરાધપરંપરા કરનાર યમ સાથે તારે એવો શો સંબંધ છે?

માર્કંડેય—[ હાથ જોડીને ] ભગવન્ !

( પુષ્પિતાગ્રા )

યદિ યમભય લોકમાં ન હોય, કદિ શુભમાર્ગ ગ્રહે ન લોક કોય॥
સુકૃત યમભયે ડરી કરાય, શિવ ! યમ એમ કરી ગુરૂ ગણાય॥

ગુરૂ તો માતાપિતાની અપેક્ષાયે ગુરૂતર ગણાય, એ વાત કંઇ કોઇથી અજાણી ન હોય; એ સંબંધને લઇ મારી તેમ પ્રાર્થના છે. [ આમ બોલી આંખમાં અશ્રુ આવતાં કંઇ પણ ન બોલતાં ઉભો થઇ રહ્યો. ]

( અનુષ્ટુપ્ )

ત્રણેદેવો—બાલ ! બાલ છતાં તું તો, ભાલમાં બાલચંદ્રવાને ॥
દેવની સહસા થાતાં, કૃપાદૃષ્ટિ થયો મહાન ॥

શ્રીમૃત્યુંજય-[સ્વગત] આ બાલકે પણ આપણને નિરૂત્તર કર્યા.

[ પ્રકટરીતે ] (વૈતાલીય)

પ્રથમ ત્રણ લોક પાલકે, પછીથી પ્રાર્થિત તે ય બાલકે ॥
યમને કરૂણા કરૂં ક્રમે, મનમાન્યો વર માગ જે ગમે ॥

( રોળા )

માર્કંડેય—જો વર દેવો હોય, મને માંની વરલાયક
તો યમને કરવોય, સજીવન સુરવર નાયક ! ॥
જેને લીધે મળ્યું, આપનું દર્શન દુર્લભ
સુકૃત પૂર્વનું ફળ્યું, ટળ્યું અઘ ગિરિજાવલ્લભ ! ॥
પછી માતને તાત, તણું સંજીવન કરવા
પ્રેમથી સાક્ષાત્, વરૂં છું બીજો વર આ ॥

શ્રીમૃત્યુંજય—જો એમજ તારી ઇચ્છા હોય તો લે આ પ્રથમ યમદેવનેજ જીવાડું. [ આમ બોલી પોતાનો કમળદળકોમળ અમૃતરસાર્દ્ર હસ્તકમળ યમના મસ્તક ઉપર મુકે છે. ]

યમઃ—[ તેજ ક્ષણે શુદ્ધિમાં આવી ઉભા થઇ શ્રીમૃત્યુંજય મહેશના ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને. ]

( ભુજંગી )

યમઃ—દયાળો ! સદા ભકતની ભીડ ટાળો,
દઇ વાંછિત પ્રીતિથી સામું ભાળો ॥

તમે પાર્વતીના પતિ આશુતોષ,
ન લેશો હદ ભક્તના કોઈ દોષ ॥

( પુષ્પિતાગ્રા )

નિખિલભુવનમાં અતિક્ષમાવાન્,
તમ સમ કોઈ ન અન્ય છે દયાવાન્ ॥
કરિ શિવ અપરાધ માફ એક,
કદિ મનમાં ધરશો ન રોષ છેક ॥
જપ જે કરતો હશે હમેશ,
શિવમૃત્યુંજય મંત્રનો મહેશ ! ॥
કહું આજ થકી નકી કદાય,
તવ આજ્ઞા વિણ મૃત્યુ ત્યાં ન જાય ॥

[ આટલું બોલી ફરીથી દંડવત્ પ્રણામ કરે છે ]

શ્રીમૃત્યુંજય—[ ફરી તેના મસ્તક ઉપર હાથ મુકીને ]

( રોળા )

ઉઠો ઉઠો યમરાજ પતિ સંયમિનીના થઈ ॥
સંભાળો સહુકાજ હાથ અધિકાર ધરો જઈ ॥
નથી મને કંઈ રોષ તમારા ઉપર દેવ ! ॥
કરે પ્રણામ, ન દોષ ગણું તેનો તતખેવ ॥
કોઈ દિવસ ના જશો ભક્ત પાંસે પરબારા ॥
નહિ અપરાધી થશો ભક્તના કદિયે મારા ॥

યમઃ—આપનું શાસન મસ્તકે ગ્રહણ કરૂં છું. [ આમ બોલીને પ્રણામ કરે છે. ]

ત્રણેલોકપાલ—ભગવન્ ! આ સંયમિનીપતિ ઉપર કરેલા અનુગ્રહથી આપ મહેશ્વરે અમો ત્રણેને કૃતાર્થ કર્યા. [ આટલું બોલીને ત્રણે પ્રણામ કરે છે. ]

શ્રીમૃત્યુંજય—જેને જેને મેં અધિકાર આપ્યા છે તે બધાય અધિકારીઓ મારા પુત્રસમાન છે, તેમના ઉપર કરાયેલો નિગ્રહ પણ અનુગ્રહજ માનવો.

સર્વેસાથે—એમજ ભગવન્! આપ કહો છો તેમજ

( આર્યા )

શ્રીમૃત્યુંજય—યમના ભય છાડી દઈ, માર્કંડેય! પ્રણયસહિત કરજે ॥
ઇંદ્ર કુબેર વરૂણને પ્રણામ, એ ત્રણ થકી તું વર વરજે ॥

માર્કંડેય:—જેવી પરમેશ્વરની આજ્ઞા. [ આમ બોલી ત્રણે લોકપાલને પ્રણામ કરે છે. ]

( શાર્દૂલવિક્રીડિત )

ત્રણે લોકપાલ—શ્રીમૃત્યુંજય દેવના પ્રણયથી પામી પ્રસાદાવધિ
આધિ વ્યાધિ વિમુક્તના ધરિ તરો સંસાર પાથોનિધિ ॥
થાજે દેવવિરંચિતુલ્ય વયના દીર્ઘાયુષી, પામજે
પ્રખ્યાતિ જગમાં લઈ મુખ બધાં વિશ્રાંતિમાં જામજે ॥

( સોરઠા )

શ્રીમૃત્યુંજય—કહો કહો મુનિરાજ! મૃક્‍ંડ[1]! સમય ઘણો ગયો
વિશાલાક્ષિ! તમકાજ પુત્ર તમારો આ રહ્યો ॥

( ગીતિ )

માર્કંડેય—ગુરૂએ ઉપદિષ્ટ મહા-મૃત્યુંજયમંત્રના પ્રભાવેથી ॥
મૃત્યુભયમુક્ત, કરૂં આ માર્કંડેય પ્રણામ ભાવેથી ॥

( અનુષ્ટુપ્ )

માતાપિતા—વત્સ! શ્રીમન્મહા-મૃત્યુંજય દેવ પ્રસાદથી ॥
જામજે યમની સાથે મૈત્રી તારી સ્વભાવથી ॥

( કવાલી )

યમ:—કહું માતાપિતા તમને, વધારે ના કહો યમને ॥
પરમ આ મિત્ર મારો છે, તનય જે આ તમારો છે ॥
થયો જે શિવકૃપાપાત્ર, ન કેનો પ્રીતિનો પાત્ર ॥
બને આ લોકનો માન્ય, કહું માતાપિતા ધન્ય ॥

---

૧ સમુદ્ર

મૂકંડ—આ તો મ્હોટો મારો અનુગ્રહ કર્યો.

(અનુષ્ટુપ્)

શ્રીમૃત્યુંજય—અલ્પાયુમાંથી કલ્પાયુ, થયો તનય આ સમે ॥
હવે ન સર્વથા ચિંતા, બન્નેયે કરવી તમે ॥
એટલુંજ નહિં, પૂજા સ્વજન્મ_દિવસે કરે ॥
તમારા પુત્રની, તેની આયુર્વૃદ્ધિ નકી ઠરે ॥
આધિને વ્યાધિઓ સર્વે, ક્ષણમાં નાશ પામશે ॥
આ પવિત્ર ચરિત્રોને, સાંભળી કષ્ટ વામશે ॥

કહો હવે આથી વધારે તમારૂં શું પ્રિય કરૂં?

મૂકંડ—આથી અધિક મારૂં બીજું શું પ્રિય હોય—

(શાર્દૂલવિક્રીડિત)

સ્વલ્પાયુ કરૂણા કરી તનયને કલ્પાયુ આપે કર્યો,
પાછો આ અધિકાર આપી યમને સ્વસ્થાનકે સંઘયે
દેવોનેય કર્યા કૃતાર્થ સહસા ઇંદ્રાદિને ભાગ્યવાન્
લોકો આ ચરિતાવલી સુણિ થશે દીર્ઘાયુ આરોગ્ય

તથાપિ આટલું ભરતવાક્ય સિદ્ધ થાઓ—

(મંદાક્રાંતા)

વર્ષે વર્ષે જલ વરસજો મેઘ માગ્યા પ્રમાણે,
ગાયો વિપ્રો પણ સુખિ થજો સજ્જનો મોજમાણે ॥
રાજા થાજો વિજયી સુખમાં મગ્ન રહેજો પ્રજાય,
શ્રીમન્મૃત્યુંજય તણી કૃપાદૃષ્ટિથી સર્વ થાય ॥

શ્રીમૃત્યુંજય—તથાસ્તુ [ આટલું બોલતાંજ જવનિકા (પરદો) પડે

ત્રીજો અંક પૂર્ણ થયો.

શ્રીમન્મહામહોપાધ્યાય મહાકવિ શંકરલાલ વિરચિત આ
માર્કંડેય નામ નાટકનું ગુજરાતી નિર્માણ સમાપ્ત થયું

